# પગદીવાની પછીતેથી

લેખક
શ્રી. જયન્તિ દલાલ



ગતિ ગ્રંથમાળા

વર્ષ ૧ લું

પુસ્તક ૫ મું

પ્રકાશક
જયન્તિ દલાલ
એપલ્સ બૅંક બિલ્ડિંગ
'ગતિ અને રેખા'
કારંજ : : અમદાવાદ.



ગતિ ગ્રંથમાળા
વર્ષ પહેલું

છૂટક કિંમત
૦-૮-૦

ફાળે કિંમ
૦-૫-૪

પુસ્તક પાંચમું
૧ માર્ચ ૧૯૪૦

મુદ્રક:
હરિલાલ મગનલાલ ભટ્ટ
ભારતી મુદ્રણાલય—ખાડિયા,
ગોલવાડ — અમદાવાદ.

કોઈ પૂછેઃ કેમ લખ્યું? તો એને સંતોષ આપે તેવો જવાબ મ્હારી પાસે નથી. મ્હારી પસંદગી, નાપસંદગી, કે મ્હારા અનુભવો, કે મ્હારી કલ્પનાઓ, વાચકો પર ઠાલવવાનો અધિકાર મ્હને નથીજ.

અને એવા જ બીજા સવાલનો પણ હું જવાબ નહિ આપી શકું. કોઈ પૂછે કે આ શું છે? તોપણ હું એને એમ નહિ કહી શકું કે આ નિબંધ છે, નિબંધિકા છે કે વાર્તા છે કે રેખાચિત્ર છે કે એવો જ કોઈ સાહિત્ય પ્રકાર છે. આવા લખાણને સાહિત્યના કોઈ પ્રકારમાં ગણી શકાય કે નહિ તેનો પણ જવાબ મારી પાસે નથી.

પ્રયોજન ગણો કે પ્રકાર ગણો. મનમાં જ્યારે આની ઘડ બેસતી હતી ત્યારે એક ખ્યાલ બીજા બધા વિચારને આવરતો હતો. એ હતો આમાંની પગથી, નટઘર અને નાટક વિગેરે માટેનો પૂજ્યભાવ. એકમાં જન્મવાનું અને બીજામાં ઉછરવાનું સદ્ભાગ્ય મ્હને મળ્યું છે. એ જીવને સ્મૃતિ ટકે ત્યાં સુધી જીવે એવા સંસ્કારો મૂકયા છે. અને એમને ખૂબ નજદિકથી—લગભગ એમાં જીવીને જોવા છતાંય, કદાચ એથી જ, એ દુનિયામાંય નાની નાની દુનિયા રચતા અને એ વિભાજિકરણની ક્રિયામાં એક ખુદ નાનકડી દુનિયા બની જતાં પાત્રો માટે આજેય આદરભાવ રહ્યો છે.

દુનિયાભરમાં કહી શકાય એટલા દુર્ગુણો અને ગણાવી શકાય એટલી બદીઓ, માનવસ્વભાવ પ્રગટ કરી શકે એ નીચતા છતાંય એક જાજરમાન માનવતા એમનામાં દેખાઈ હતી. એમાંના અંશ માત્રનું દર્શન પણ જો આ પાનાંઓમાં થાય તો હેતુ સર્યો એટલો સંતોષ મ્હને થશે. જો એમાં માનવતા શોધી પણ ન જડે તો એને એ પાત્રોમાં કે સ્થાનોમાં માનવતાના અભાવ તરીકે નહિ પણ થએલા અનુભવને શબ્દમાં જીવી શકવાની કમતાકાતના પૂરાવા તરીકે સ્વીકારવાની વિનંતિ કરૂં છું.

એક બીજી વાત.

આમાં પાત્રો આવે છે તે એના એ રૂપે જીવતાં નથી જ. ઘણેય ઠેકાણે કેટલાંય પૂતળાં ભાંગી કોક મૂર્તિ રચાઈ છે. કૃપા કરીને આમાં કોક જીવતા માણસને જોવા કોઈ પ્રયત્ન ન કરે.

૧–૨–૪૦ જયન્તિ દલાલ

ગતિ ગ્રંથમાળાના પ્રથમ વર્ષના પાંચમા પુસ્તક તરીકે પ્રથમથી જાહેર કર્યા મુજબ **પગદીવાની પછીતેથી** બહાર પડે છે. વર્ષનું છઠ્ઠું અને છેલ્લું પુસ્તક '**ચરણરજ**' મેની પહેલીએ બહાર પડશે.

આપને અત્યારલગીનાં પુસ્તકોથી ગ્રંથમાળાનાં નેમ અને ધોરણનો ખ્યાલ તો આવી જ ગયાં હશે. આવતા વર્ષે ગ્રંથમાળા એનાં એ જ ચાલુ રાખવા માંગે છે. ગયા પુસ્તકમાં જણાવ્યું હતું એમ આવતા વર્ષે પુસ્તક સંખ્યા છને બદલે ચારની કરી પાનાંની સંખ્યા ૧૨૮ને બદલે ૧૬૦ની કરવામાં આવશે. અત્યારે અમે આપને એટલું જણાવી શકીએ કે આવતા વર્ષે

શ્રી. ઉમાશંકર જોશી
શ્રી. દુર્ગેશ શુક્લ
શ્રી. અંબુભાઈ પુરાણી
શ્રી. પન્નાલાલ પટેલ
શ્રી. બકુલેશ
શ્રી. નિરુ દેસાઈ
શ્રી. જયન્તિ દલાલ

એટલામાંથી લેખકો હશે અને પુસ્તકો મુખ્યત્વે મૌલિક વાર્તાઓ, નવલકથાઓ, એકાંકી નાટકો, એ વિષયનાં રહેશે.

બીજી વાતઃ લવાજમ આજની મોંઘવારી હોવા છતાં અમે વધારવા માંગતા નથી. એટલે ગતિ અને એની સહપ્રવૃત્તિ રેખાનું લવાજમ છે તેમ દરેકના વરસના બબ્બે રૂપિયા રહેશે. માત્ર પ્રથમ વર્ષમાં અમે બન્ને પ્રવૃત્તિના સાથે થનાર ગ્રાહકના સાડાત્રણ રૂપીઆ લવાજમ લેતા હતા તે હવે નહીં બની શકે. ગ્રાહકો આ મૂશ્કેલીને સહેલાઈથી સમજી શકશે.

આપને એક વિનંતિ કરી લઈએ. આપને જો આવતા વર્ષે ગ્રાહક રહેવાની ઈચ્છા ન હોય તો કૃપા કરીને આપ પ્રથમથી જણાવી દેશો.

**ગતિ અને રેખા**

# પગદીવાની પછીતેથી

દુનિયામાં એવા માનવીઓ મળે છે જેમના તરફ સહુની મીટ મંડાય છે. હજાર આંખ એમને ચામર ઢાળે છે. જ્યારે ને ત્યારે એ પ્રકાશવર્તુલની વચ્ચે જ હોય છે. દુનિયાના દીવા બધા ત્યાં જ મંડાયા હોય છે.

પણ દુનિયામાં એવા ય અનેક માણસો વસે છે જે જીવે છે કે નહિ તેની પણ કોઈ પ્રકાશકિરણોને કદાચ ખબર નહિ હોય. અંધારામાં જન્મી, અંધારામાં જીવી, અંધારામાં જ એ જીવો વિલીન થઈ જાય છે. બધા જ દીવા એમની સામે પીઠ ધરીને ઊભા રહે છે.

અને એમની દુનિયા પણ પ્રકાશની પછીતે જ રચાય છે.



# પગથીઆ વસ્તી

સડકોના સાળુએ પગથીની આ નમણી કોર ચોઢવાનો ખ્યાલ કરનાર કોક કલાકાર હશે ?

નગરની ઊંચી ઊંચી મહેલાતો, સોહામણી વજીફાત, કારીગરી માટે દુનિયાભરમાં પ્રસિદ્ધિ પામેલા દેવસ્થાનો અને ઇબાદતખાનાઓ; એ સહુ વચ્ચે દિવસનો થાક સમાવા સાડાત્રણ હાથની જમીન ન પામનાર 'જગતના જન્તુ'ને ઉઘાડે હાથે આવકારતી આ પગથીની કલ્પના કરનાર કોક પુણ્યાત્મા હશે ?

સાહ્યબીમાં રહેનાર, વાહનમાં ફરનાર, ફુંદાળ તસ્વીર જેવાંઓને મોટી સડક સોંપી, પગે ચાલનાર અને હાથે કામ કરી હાડકાં ભેગા રાખવાની મથામણ કરનારને સારુ સાંકડી પગથીની રચના કરનાર, સમાજરચના પર કટાક્ષ વેરવાનો દાવો કરતો કોઈ વાંકદેખો ફિલસુફ હશે ?

કે બની શકે એવા અકસ્માતોને ધ્યાનમાં રાખી, અકસ્માતના મૂળ દૂર થઈ ન શકે તો ભલે, અકસ્માતો તો ઓછા કરી શકાશે એવી ધારણા ધરતો, વર્ગભેદના સિદ્ધાન્તને અમલી રૂપ આપતો કોક વ્યવહારિયો હશે ?



એ જે હોય તે હોય.

આજે તો કોઈપણ શહેરની પગથી એ શહેરની સંસ્કારિતાની, શહેરની સમાજરચનાની, શહેરના અર્થતંત્રની, આરસી છે. અહીં તમને શહેરની ખેલદિલી અને શહેરની પામરતા, શહેરના શોખ અને શહેરના રોગ, શહેરની કઠોરતા અને શહેરની આદમિયત, શહેરની ઊર્મિ અને શહેરની નિરાશા—સહુ એમનાં વિભિન્ન અને જુજવાં રૂપે જોવા મળશે. અહીં તમને સાહિત્યસ્વામી પણ લળી પડે એવી સમૃદ્ધ, ઉરપાતાળ સોંસરી આવતી નિર્મળ વાણી સાંભળવા મળશે. અહીં તમને હૈયાની ગરીબીને ખીસાની ગરમીથી ઢાંકવાની મથામણ જોવા જડશે. અહીં તમને મુફલીસી છતાં ય અચંબો પમાડે એવી દરિયાદિલી જોવા મળશે. અહીં તમને પગથીએ અડતાં પણ અમૂંઝણ થતી હોય એવા ભાઈબહેનો મોટર કે ગાડીમાં બેઠા બેઠા ખરીદી કરતાં દેખાશે. અહીં તમને મોટી સડકનો દ્વેષ રાખી, દુકાનોના પાટિયાને અડી અડી ચાલતા માણસો નજરે પડશે.

આ પગથી પર શું નથી ? સુખદુઃખ, આશા નિરાશા, પ્રેમ દ્વેષ, ગરીબી અને સમૃદ્ધિ; માની શકાય, કલ્પી શકાય. અનુભવી શકાય, ગણાવી શકાય એવા આ બધા અને બીજા બધાય દ્વંદ્વોનું ક્રિડાંગણ આ પગથી છે.

તરસ છિપાવવાનું કુદરતે શોધેલું સાધન ઝરણું છે; વહેતું સદાય વહેતું—અંધિયાર થવાથી દૂરને દૂર રહેતું.

પગથી એ માનવતાનું ઝરણું છે. જો માનવતાને તેના સાચા રૂપમાં જોવી હોય તો પગથીઆ વસ્તીને જોજો. કહેવાતી સંસ્કારિતાના અંચળાની એને નફરત છે. મનાએલી શિષ્ટતાની

એ કદાચ દેખી હશે; વર્તનના સ્વીકૃત ધોરણોની કદાચ એમાં ઉપેક્ષા હશે. પણ એ માનવતા બંધિયાર નથી. મુક્તિની તાઝગી, સ્વાધીનતાની ખુમારી અને સાહજીકતાની સુરખી એના રૂપ રંગ ઘડે છે. શિરાઝી અંગૂર જેમ હમેશાં એ 'તાઝા બ તાઝા' છે. 'નૌ બ નૌ' છે.

પગથીએ જીવનકળાની ઝરમર વહે જ જાય છે.

એ વહેતી માનવતાના પ્રતિક કોણ છે?



ત્યારે આજનો અનુભવ ન હતો. ઊર્મિશીલતા ને આચાર-વિચારના સ્વીકૃત ધોરણોની ચોકઠાબંધીમાં જ વિચાર તરંગો વહેતા. નવા અનુભવો પણ એ જ ટંકશાળની છાપ લઈ ચલણી બનતા. અને ત્યારે અડધા તરંગમાં, અડધા અભિમાનમાં, થોડા તિરસ્કારમાં અને થોડાક વ્યંગમાં એક નામ પાડ્યું—'સડક છાપ.'

વોર્ડરે છેલ્લી ફૂંક લગી, આંગળીના ટેરવાને બાળે ત્યાં લગી. પીને ફેંકેલી બીડીને કોક ને કોક બિરાદરને ઉપાડતા અમે જોતા, અને પૂરા આસ્વાદથી ઊંડી કાઢેલી ફૂંકની લહેજત ઉડાવતા પણ અમે એને જોતા.

ઊર્મિ આથી ઘવાતી. આચાર વિચારમાં ઉથલપાથલ મચી રહેતી. કાંઈક શરમાવનારું, કાંઈક નીચું દેખાડનારું જોયું હોય એમ દરેકને લાગતું. આને અંગે એક બિરાદરે પહેલા દિવસે ઉપવાસ કર્યો હતા એનું પણ આછું સ્મરણ આજે થાય છે. જે ઉચ્ચ આદર્શોને લઈ અમે જેલમાં આવ્યા હતા એની આમાં ઉપેક્ષા જણાતી. વર્તનની જે મર્યાદા અમે આંકી હતી તે ઉલંઘાતી હતી.

પણ થોડોક વધુ વખત થયો એટલે અમે ટેવાયા. અને એ ટેવે એનું નામ પણ શોધી લીધું : ' સડક છાપ.'

સડક છાપ !

આજે એ નામ કેવાં સ્વપ્નો જગાવે છે ? અને સાથે જ માનવતાના મૂલ્યાંકનમાં થયેલી ગંભીર ભૂલ પણ કેવી સરળતાથી છતાંય સચોટતાથી બતાવી જાય છે ?



મહમ્મદ વાંચીને તમે ન ઓળખો એ સ્વાભાવિક છે. ન તો એણે મિલો બાંધી છે. ન તો એણે કોક વહેપારની મોટી પેઢીઓ ચલાવી છે. ન તો એ લેખક છે. ન તો એ 'ભાષણીઓ' છે. પણ એ આ પગથીઆ વસ્તીનો સાચો પ્રતિનિધિ છે. ના ના હતો—કારણ કે મહમ્મદ ગુજરી ગયો અને અફસોસ એટલો જ છે કે એની ઓળખાણ પણ એના મરણ બાદ જ થઈ !

રસ્તે જતાં લાગલાગટ ચાર દિવસ લગી અનાએ ઓટલા પર આખોએ દિવસ એ પડ્યો રહેતો. વહેંતકની લંગોટીવાળા એ દેહ પર માખીઓના ઝૂંડના ઝૂંડ બમણ્યા કરતા. રૂંવાડે રૂંવાડે એને કોઢ થયો હતો અને જીવતાં જીવત કીડા એને કોરતા હતા. પાસે પડેલા ડબલામાં નજદિકની હોટલમાંથી દયા લાવી કોક ચાહનો કપ ઠાલવતું અને મહમ્મદ મહાપ્રયત્ને એ ઊતારી જતો.

પાંચમે દિવસે સવારે ત્યાં એનું શબ પડ્યું હતું. પાસે એના બેચાર સાથીઓ ઊભા હતા. એકે એક ચાદર એના દેહ પર ઢાંકી અને પછી એ લોક વિખરાયા.

સાંજે એ ઓટલા આગળ એક બાઈ કાળું કપડું ઓઢીને

બેઠી હતી. થોડે છેટે બેઠેલી બીજી બાઈએ મહમ્મદની વાત કહી, એની જ રીતે.

"હા, મહમ્મદીઆને દાટી દીધો. ઊઘરાણું જ કરવું પડને? એ તો અમારો રિવાજ. નહીં તો અમે ભિખમગા શેના? અમારૂં તો કફન પણ ભિખમાંથી જ નીકળે. પણ મૂવો આમ લાગતો'તો આવો પણ અજ્જે બાયડીઓ એને. એક તો એ બેઠી પણે કાળું ઓઢીને તે. અને બીજી પાંચ દહાડા પહેલાં જ લઢીને ભાગી ગઇ. એ તો મહમ્મદીઓ માંદો એટલે, નહીં તો એની દેન છે કે ભાગે! અરે રજ રજના કટકા કરે. અને તમને બીજી ખબર છે? મહમ્મદીઆ પાસેથી રૂપીઆ ચાલીશ રોકડા નીકળ્યા ચાલીસ! પેલી ગઈ એ પણ અભાગણી નહીંતર રોકડા વીસ મળત એને! આ તો મળ્યા પેલી ભંગડીને. એ દા'ડા પેરશે કાળું અને અને પછી ઘરણી જશે પેલા નથ્થુ વેરે. ક્યારનો અછોવાનાં કરી રહ્યો છે. એ તો મમ્મદીઆની ધાક એવી, નહીંતર ક્યારનીય ગઇ હોત. હાસ્તો એ તો પાલવ્યું ત્યાં લગી ઠીક, નહીં તો તું તારે રસ્તે એ એને રસ્તે. જબરજસ્તી થોડીજ છે?"



સુખરાઇના દીવા હેઠળ જ પાનની દુકાન હતી અને ગુલાબ પણ ત્યાંજ ઊભી રહેતી; રહેતી કહેવું પડે છે ગુલાબના આગ્રહને લઇને. નહિતર રહેતો એમ કહેવું પડે; કારણ કે ગુલાબ હિજડો હતો.

સાંજના પાંચ છનો શુમાર થાય એટલે પતીઆં ઓળી, ઘુઘરવાળા બાલ પર ફૂલની વેણી ચઢાવી, એની ચંપઇ ઓઢણી, ફૂલગુલાબી રેશમી લાંબુ ખમીસ અને ઘેરદાર પાયજામો પહેરી

ગુલાબ અચુક અહીં પાન ખાવા આવે. પાનવાળો એની પાસેથી પાનનો કદિ પણ પૈસો ન લેતો અને ગુલાબ એનો બદલો પણ વાળી દેતો.

"અજી ખાઈએના, પાનમેં ક્યા હૈ?"

પહેલાં તો આમજ વાતો ચાલતી. પણ અચાનક જ એક દિવસ એનો ભેદ માલુમ પડ્યો.

"ક્યોં ગુલાબ, ચલોગી આજ?" ભાઈબંધોમાંથી એક શોખીને પૂછ્યું.

"મંય તો મરે શર્મસે મરી જા રહી હું." ગુલાબે એને સહજ એવા હાવભાવે કહ્યું.

"અરે તુમે મરનેકી ફુરસદ કહાંસે મીલી? પહેલે તો હમારી જાન લે રહી હો" બીજા શોખીન બોલ્યા.

"કહી ન આપને યહી બાત!"

"અચ્છા જાને દો યહ બાત કો. ચલોગી આજ? એક રૂપીઆ." ખીસામાંથી રૂપીઓ કાઢી પંડ્યા શોખીને બતાવ્યો.

"એક રૂપીઆ? રૂપીઆકા તો ચાંપ પાન ખાતી હું."

"તો તુમ પાન હી ખાયા કરો. છપ્પનો તો આનથી કલ અઠન્નીમેં."

સોદો પત્યો કે નહીં તે કહેવું મુશ્કેલ છે.



આજે વર્ષો થયાં એ એ જ ખૂણે બેસે છે. પહેલાં તો ત્યાં આગળ પિંપળાનું ઝાડ હતું પણ સડક પહોળી થઈ એટલે ઝાડ ગયું. છતાંય એ ખૂણો અનામત રહ્યો હતો અને એની બેઠક પણ અનામત જ રહી.

આજકાલ એની સાથે એક નાનકડો છોકરો પણ બેસે છે. કુતૂહલથી એક દિવસ પૂછ્યું ત્યારે એણે જણાવ્યું કે એ એના દીકરાને શિખવતો'તો.

"તે બાપા અમે કયાં લખેશ્રી છીએ તે દીકરાને નિશાળે મોકલીએ? અમારી તો આ નિશાળ. આ ધરતીને છેડે બેહે અને દેખ્યા કરે."

"તે તમે એને શું શીખવાડો ?"

"શીખવાડીએ શું? માણહને પરખતાં."

"પણ માણસને પારખો કેમ?"

"એ તો બાપા રસ્તે ચાલે અને જાત ન વરતાવા દે એવો તો કોક જ માટીગ્યો નીકળે. માણહ તો એના જોડાના અવાજથી વરતાય, એની વાતથી વરતાય, એની પીધેલી બીડીથી વરતાય."

"તે જોડા પરથી કેવી રીતે?"

"બાપા તમે તો અમારો ધંધો શીખી જશો પછી! લ્યો પણ તમને કાંઈ ના પડાશે? આ ચમચમ કરતો પગ પછાડતો માણસ ચાલે એ બાપજનમારેએ એક પાઈ ન આપે. પગ દબાવતો આછા ડગ ભરતો માણસ લાંબે વખતે પીગળે પણ પીગળે ખરો. આ બાપા આ ને આવું બધું."

"અને પેલી બીડીની વાત?"

"બીડીની વાત તો આવી છે. હોઠની વચ્ચોવચ્ચ બીડી ગોઠવે એ માણસ કાંક આપશે એમ આશા બંધાય. બાકી હોઠને છેવાડે ખાઈણીઆમાં સાંએલું મુકયું હોય એમ બીડી ઠરે એની આશા થોડી. અને એથીએ વધારે ધ્યાન રાખવાનું તો જે પીધેલી બીડી ફેંકી દેતા હોય એનું."

"એ શી રીતે?"

"બાપા આપ આ બધું પૂછોછો તે 'હાટડી' તો નથી માંડવીને? જુવો છેલ્લી ફુંક લગી બીડી પીતો હોય તે મુઠી વાળીને ચાલનાર હોય. એ કાળે દહાડેય પાઈ ન પરખાવે. આમ અડધી પીધેલી બીડી ફેંકે એ કાંક દુલા જીવનો માણસ ગણાય. એની આશા ખરી. એ અમારૂં ઘરાક. અને બાપા જાવ એ પહેલાં પૈસો આપતા જજો."

ફેંકી દીધેલી બીડીના ઠુંઠાથી દુનિયાની માનવતા માપતા, ઘરાકી શોધતા આ વ્યવહારીઆને આટલેથી જ પતાવીએ તો?



તંબુરો અને તંબુરામાં ખોસેલું મોરપિછું; મંજીરાના તાલ અને ઘુંટાએલા અવાજે ગવાતું બ્રહ્માનંદનું ભજન. શહેરને કોઈ પણ છેડે તમને આ મળી જાય તો માનવું કે પરશોતમ મા'રાજની સવારી ત્યાં ઊતરી છે. ભાવિક ભક્તોના કાન પર થોડા શાણી શિખામણના શબ્દો નાંખી, એમના આત્માને એમના કર્મોની પામરતા અને હીનતાનું ભાન કરાવી, પરશોતમ મા'રાજ રોટલો રેડવી લે છે. પણ એમનેય ફરિયાદ કરવાની છે.

" આ માળા લોકનું શું થવા બેઠું છે? પહેલાં તો લોક આવતા, બે અક્ષર સાંભળતા અને દાન દઈ જતા. હાલના જવાનીઆ તો સાંભળેજ નહીં. સાંભળવા ઊભા જ ન રહે. પેલા ભજનમાં કે'છે તેમ પાપનો પોરો આવી લાગ્યો. નહીં તો આ નવા નવા રોગ શેના નીકળે? અને અધરમની તો વાત જ કરવા જેવી નથી! કે'છે સરકારે હુકમ કાઢ્યો કે ઓલ્યા ઢેડાને જોડે બેહાડીને ચા પીઓ. અલ્યા એટલો વચાર ન થયો કે બામણનો

દીકરો તે ઓલ્યા ભંગડા સાથે કેમ કરીને બેહે, અને બેળે બેળે ચાહ પીએ ? કયાં એનું ખોળીડિં અને કયાં એનું ?"

"હશે મા'રાજ પણ હમણાં વકરા પાણી કેમ છે?" આખાએ પૂરાણ પછી મુદ્દાની વાત પૂછાઇ.

"અરે રામ રામ રામ ! તે તમે અમને એટલા નપાવટ માન્યા ? હશે મારો વાલીડા છે જેનારાઓ ! આ હાથમાં અત્યારે અગની છે (એસની સળગતી બીડી) તેની સાખે કહું છું. માનવું હોય તો માનજો. ભગવાન તમને ભલી મત દે."



એના લઘરા જેવાં કપડાં, દેખાવની બેદરકારી, દુનિયાની લાપરવાહી અને કહેવાતી સુજનતાની બેતમા: સહુ એને પગથીઆ વસ્તીનો એક અગ્રગણ્ય પ્રતીક બનાવે છે. દિવસોના દિવસો લગી એ ખાતો નથી. પાણી પીવા પણ ઊઠતો નથી. મૂંગે મૂંગો બસ હાથપગ જોડી બેસી રહે છે. અને વળી એવા પણ દિવસો છે જ્યારે એ પગથાળીને બેસતો પણ નથી. આવતી મોટરોની સામે દોડતાં એને વારવો પડે છે. એનાં તોફાન અને એની મસ્તીને અંકુશમાં રાખવા પડે છે.

એવો છે એ. લોક એને ઓલીઓ કહે છે. કેટલાક એને જોગી કહે છે, વળી બીજા એને વલી કહી અદબ કરે છે. એને પગે નારિયળ મૂકી જનારા પણ છે. એ બેઠો હોય ત્યાં ધૂપદાની ફેરવનારા પણ કમ નથી. અને તમો જાણો છો એની આ પૂજા કેમ થાય છે ? કારણ કે આવા નિઃસ્પૃહી, બેતમા, લાપરવા, માણસ રીસરના અને આંકફરકના નંબર કહે છે.

"ઉસ્તાદ, ઉસ્તાદ. બસ આંગળીથી બતાવી દો. બતાવી દો ને એમાં શું ? શું બતાવ્યું ? પંજો ? અલ્યા પંજો. પંજો !"

"પંજો ?"

"પંજો."

અને આમ જ આમની દંતકથા જેવી ખ્યાતિ વધી. આજે એ ભલા જીવને દુનિયા છોડવી છે છતાં છોડાતી નથી. દુનિયા પ્રત્યે પીઠવાળી ઊભેલા એ પાગલની સામે એનો ઉપયોગ કરવાની ઇચ્છાવાળાઓએ બીજી દુનિયા વસાવી છે. કદાચ બનવા જોગ છે કે એને આ કશાની ખબર જ ન હોય. અને એમ પણ બને કે એ આ બધાનો ઉસ્તાદ હોય. લોભીઓનો ગુરુ કોઈ ધુતારો હોય ! હશે, એ તો વરતાય ત્યારે. પણ અત્યારે તો આ 'ફાચરીઆ જોગી'નું મહાત્મ્ય અજબ અને અનેરું છે.



રસ્તે જતાં કોઇને કોઈ સામુદ્રિક વિદ્યાના પ્રતાપી આચાર્યની પકડમાં તમે ન આવ્યા હો તો તમે બહુ હોંશિયાર માણસ છો કે કાં તો તમે એને તમારા તરફ આકર્ષી શક્યા નથી એટલે કે હાથ જોવા જોગ તમે માણસ નથી.

કલ્પેલી અને સાચી રેખાઓ દોરેલો હાથ, એકાદિક જૂનું પંચાંગ, રમલના પાસા, સફેદ પાથરણું, બંધ પાકીટોની એક થડી અને ચીડીઆનું પાંજરું, માતાના ભક્ત હોય તો તો પાથરણાને છેડે દોરેલું ત્રિશૂળ અને એના ઉપર ખેંચેલી સિંદૂર-લીટી, એકાદિક વાર પાથરણા પર મૂકેલી માણસની ખોપરી. આટલી છે એમની સાધનસામગ્રી. હા, અલબત હિમાલયના જોગી કે સામુદ્રિક વિદ્યાના ચમત્કારની જાહેરખબર તો હોય જ ને !

અને એમ ન માનતા કે આવાની પાસે હાથ બતાવનારા નથી આવતા. ભદ્રની ભીંતે કાળો પડદો લટકાવી બાર આનામાં છબી પાડનારની પાસે 'બિલકુલ તમારા જેવી' છબી પડાવનારા પણ ક્યાં નથી ? તો પછી આ તો જ્યોતિષી !

"અત્યારે તમને મંગળનું નડતર છે. જુવો મંગળવાર કરો, પરવાળું પહેરો અને મંગળના જાપ કરાવો. હનુમાનજીને એકસોને આઠ આકડાની માળા ચઢાવો. કાંપમાં વાંદરાઓને કાચા ચણા ખવરાવો. એકવિસ મંગળવાર લગીમાં ફેર ન પડે તો કહેજો. અને હા. તમારો વિચાર હોય તો આપણે જાપ પણ કરીએ છીએ. એ તો મંગળ દેવ છે. લાલ લાલ. બાળીને ખાખ કરી દે. બધું ય ભસમ કરી દે."

મંગળ અને એના પૂજારીને હમણાં આઘા મૂકી આપણે આગળ વધીએ.



પગથીની એક કાયદેસર કારીગરીની તમને કદાચ ખબર નહીં હોય. વાત એમ છે કે જાહેર રસ્તા ઉપર અડચણ કરવા બદલ દંડ દેવાની પોલિસને સત્તા છે અને એ જ કામ સારૂ સુધરાઈ એક 'એન્ક્રોચમેન્ટ ખાતું' નભાવે છે. અને એક જ કામ સારૂ નભતાં આ બે ખાતાઓ, ઘણી વાર જાહેર પ્રજાના સુખસગવડ સાચવવાની પોતાની ફરજમાંથી ચ્યુત ન થઈ જવાય એની તકેદારી રાખતાં આથડી પડે છે. અલબત્ત, એમાં સોસવાનું તો બિચારા ફેરીઆને જ હોય છે.

પણ આ મુસિબત ટાળવા એક કાયદેસરની કારીગરી શોધાઈ છે. એ મુજબ સડક પોલિસની અને પગથી સુધરાઈની એવી

વહેંચાઈ ગઈ છે. એટલે સડક પર જો કાંક અડચણ થાય તો પોલિસ કાયદેસર કાગળીઆં કરે. પગથી પર કાંક રોકાણ થાય તો 'એન્ક્રોચમેન્ટ'ની લારી એ બધું ઉપાડી જાય. અને પગથી પરથી જે ગયું એ ક્યાં ગયું છે એની કોણ ખબર રાખવાનું હતું!

એક પૈસાથી બે આના સુધીની 'સાયન્ટિફિક બીડી', ગજરા મારુની એક પૈસે વેચાતી વાર્તાથી માંડીને કોકશાસ્ત્રને નામે ખપતી ચોપડીઓ અને ખુબસૂરત ગાયનમાળાઓ વિ. બીજાહાથી ચોપડીઓ; જાતજાતના પત્થરના ટૂકડાઓ અને માળાઓ; જુનાની દવાને નામે વેચાતા જાતજાતના પ્રાણીઓના મડદાં; અને સાથોસાથ જ કાગળના ફૂલ—સહુ આ કાયદેસર કારીગરીના શિકાર બની શકે છે.

દિવાળીના સપરમા દિવસો આવે છે અને એ અહીં જાત જાતના રંગના ઢગલા લઈને દુકાન માંડે છે. વરસ દિવસ લગી ધૂળ અને ધૂણીના રાખોડી રંગમાં, સંધ્યા રચના કેટલાય રંગોને ભૂલી ગએલી માનવતાને, સપરમે દહાડે રંગનો ખ્યાલ કરાવવાના કોડ એ સેવે તો કદાચ વધુ પડતા ગણાય. પણ એનને રંગોળી પૂરવા રંગ જોશે એ ખ્યાલ તો એના મનમાં હશે જ ને? ઘર આંગણું રંગીન બને, સોહામણું બને, સપરમો દા'ડો વરતાય, અને મગન મગન થાય. હા સાથે કાંક ચાર પૈસા પણ મળે. તો એને ય દિવાળી નીકળે. નીનાને પેલા ઈલેટ્રી ટેટાનો નેડો લાગ્યો છેને! લેતા જાશું એકાદ લુમ. અને બબલી હારૂ? ઠીક જોઇને એને માટે ય લઈ જાશું આજ. એમ જ કરું. કાલ ને પરમ બે દા'ડામાં આટલો રંગ કટકારી હશે ને લઇ જાશું બધાને બેસતા વરહને દી સિનેમામાં. એય ચાર ચાર વરસથી શકન નાખ્યા કરે છે તે મેણુંય ટળશે અને છોકરાં રાજીય થશે. હા. હા. એજ ઠીક.

બબ્બે પૈસાના રંગના પડિકાં બાંધતાં એનું દિલ તો બેઠું છે ત્યાં સિનેમાની ટિકીટ બારીએ. રંગના ઢગલા જુવે છે અને યાદ આવે છે રંગીન કપડાં–તીતાનો ગુલાબી ડગલો ને બબલીનું ભુરું ફ્રાક ને એની બાનો લીલો સફેદ તોઇ ચોઢેલો સાડલો. રંગને જોઈ રાચતા ગ્રાહકોને જોઈ એ હસી દે છે. ગ્રાહકો માને છે એને ઘરાકીનો સંતોષ છે, એ જુવે છે દા'ડે દીવે સ્વપ્નાં. તૂટેલા ચમચાથી રંગ કાગળમાં નાખી ઘરાક કચવાટ કરે તો થોડો અંબોળી એ પડીકું વાળે છે અને બંડીના ગજવામાં પૈસા મૂકતો જાય છે.

પણ આ શું થયું ? આ બધા આમ દોડાદોડ કેમ કરે છે ? પેલી વાઘરણો આમ ટોપલા ઊપાડી ભાગે છે કેમ ? પેલો દીવાસળીની પેટીઓ વેચનારો ગળે પાટી ભેરવી નાસે છે કેમ ? બટન બત્તીઓ ફાનસની પીનોવાળો થરાદનો વાણિયો આમ હાંફળો કેમ જણાય છે ?

કશુંય સમજાય એ પહેલાં એના રંગના ઢગલા પર તરાપ પડે છે. કોક જબરા જડ હાથ એ બધાય રંગોનો ઢગલો કરીને ઊપાડે છે અને ઝીંકે છે દોડતા આવી પહોંચેલા ખટારામાં. રંગવાળો ત્રાસ પામેલો કશુંય ન કળાતાં ઊભો રહે છે.

શહેર સુધરાઈના ‘ એન્ક્રોચમેન્ટ ’ ખાતાની લારીમાં તરેહ-વારની ચીજો પર રંગ પણ પથરાય છે; રંગ સાથે મૈત્રી રાખવા કરતાં ગુલાલ પેલા હોટલવાળાની બાસ્ટી, વાઘરણના શાક પાંદડાં, અગરબત્તીવાળાની અગરબત્તીઓ, ફુટકલવાળાનાં રમકડાં પર પથરાવાનું પસંદ કરે છે;

પેલો જડ જેવો ઊભો જ રહે છે. તીતાનો ગુલાબી ડગલો

ને બબલીનું ભૂરૂં ફ્રૉક ને એની બાનો સફેદ તોય ચોટેલો સાડલો ! જબરા વહેણમાં આવતી ચકરીઓ જેમ રંગકુંડાળા એની આંખો આગળ ઘૂમ્યા કરે છે.

પણ એણે શા સારૂ વિમાસવું જોઈએ? એને તો આલમમાં રંગ જ વેરવો હતો ને! ફ્લેટરી ટેટામાં આખરે તો અવાજ સાંભળીને જ જીવ બહેલાવવાનો છે અને સિનેમાના તે વળી શોખ શા !

હજુએ કાંક બુદ્ધિ રહી હોય તો દોડી જા. માલ ગૂમાવી બેઠો છે પણ રાપરમે દહાડે જાતને પણ શું કામ ગૂમાવવા જાય છે? ત્હને હજુ ખબર નથી કે આ સડક તો મોટર પસાર થાય એ માટે બંધાઈ છે? ત્હારા રંગ જેટલો જ ગૂન્હો ત્હેં પણ કર્યો છે. દોડી જા; સંતાઈ જા, તુંય 'એન્ક્રોચમેન્ટ'ની લારીમાં ખડકાઈ જાય તે પહેલાં.

રંગનું કામ રંગોળીમાં પૂરાવાનું હતું. પૂરી સ્થિતપ્રજ્ઞાથી એણે એ કામ પતવી દીધું.



જ્યારથી આ વળાંક દૂરકે રસ્તે લઈ જાય છે એમ સમજતો થયો છું ત્યારથી હું એને અહીં જ જોઉં છું. આજ ખૂણે બેસી એણે કેટલા પગની ફેરવી. આંગળીઓને જોડા બહાર ડોકાં કરતી રોકી હશે? કેટલી ચંપલોને સ્વચ્છંદે વર્તતી અટકાવી હશે?

જોડે થીગડાં મારવામાં એના જેવો કુશળતાભર્યો હાથ ત્હમને આટલામાં નહીં મળે. પગમાંથી જોડા કાઢી એના આગળ મૂકો ત્યારે પહેલાં તો એ કોઈક કલાકારની સમતાથી એને ઉઠાવે છે

અને પછી નજર ઠારી એને જુવે છે. કદાચ ઉમ્મરને લીધે હશે. પણ એક આંખ લગભગ મીંચી દઈ એ બીજી આંખે જીવનયુદ્ધમાં ઘસાયેલા જોડાને જોઈ, હમને વૈજ્ઞાનિક ઢબે સલાહ આપે છે. વેપારીની ઢબે ભાવ પૈડે છે. જો હમે માની જાઓ તો ઠીક, નહીંતર ભગત, નાનકડી હોકલી મોંમાં દાબી, રાંપીને સજવા મંડી પડે છે અને મોંએથી સરી પડે છે ભજનની લીટીઓ :

વેળુમાં તો ખાંડ વેરાણી વીણી કાઢે કીડીજી
રે ભાઈ એ વાત્યું છે ઝીણીજી જી.

પણ આ તો તમે ભગતની એક જ બાજુ જોઈ. એમની ખરી વાત જાણવા તમારે બીજી રીતે પ્રયત્ન કરવો પડશે અને તે માટે એમનો વિશ્વાસ પણ પહેલાં મેળવવો પડશે. કદાચ કાયમના ઘરાક પણ બનવું પડશે. અને જો એકવાર એ અંતરાય હટી જશે તો તો પછી તમે પોતે પણ ચાલીને અહીં જ આવશો.

વાત એમ છે કે ભગત એમના જમાનામાં એક ફટાયાના પાસવાન હતા. બાપુના એમના ઉપર ચારે હાથ. એમનું પીવરાવ્યું પાણી પીએ. પણ બને છે એમ બાપુ પણ હતા બધી વાતે પૂરા. કોક પેટબળ્યાએ બાપુને બત્તી ઝલાવી અને એક દિ બાપુ આવી પહોંચ્યા ભગતને ખોરડે. ભગતની બેન બાપુની નજરે ચઢી ગઈ અને હૈયે વસી ગઈ. પછી તો વાત જાણો જ છો ને! એનનું શું થયું એ આજ દિ લગી ભગત ન'તા જાણતા. રાત લઈને ભગતે ગામોતરું કર્યું. બાપનું મૂકેલું અને હાથનું કમાએલું બધું જ રહ્યું એ ગામમાં. પહેરે કપડે ભાગી છૂટ્યા. અને આવ્યા શહેરમાં. શહેરમાં આવી શેઠની બગ્ગી હાંકી. મિલમાં કામ કર્યું. સુથરાઈમાં ય હાથ અજમાવી જોયો. '૧૪ની લડાઈમાં ભરતી પણ થયા'તા

અને બસરામાં લઢી પણ આવ્યા છે. કંટાળીને ત્યાંથી ભાગ્યા. ઘૂંટીમાં ગોળી વાગી અને પગ ખોડંગાયો. પાછા ગમે તેમ કરી દેશ ભેગા થયા. અને અહીં આવી એમણે આ થીગડાં મારવાનું કામ હાથ લીધું. આ જ જગાએ આજ વીસ વીસ વરસથી એ એમની પેઢી જમાવી બેઠા છે. એમનું દેવદારનું ખોખું એ જ ઠેકાણે તો પતરાનાં ટૂકડાનાં થીગડાં ખાઈ ત્યાં જ પડ્યું રહે છે. ભગત ખોડંગાતા ખોડંગાતા વીશીમાં જઈ એક ટંક ખાઈ લે છે. બીજા ટંક માટે તો એ ચા ગાંઠીઆથી ચલાવી લે છે.

એમના ગામના સમાચાર અવારનવાર એ મેળવે છે. હમણાં જતાં છેક એમને સમાચાર મળ્યા'તા: એમની બેન ક્રિસ્તાન થઈ ગઈ'તી અને...જવા દો. ભગતને પોતાને એ નથી ગમતું. એકમાં અનેક ભવ કરી ચૂકેલી એ બેન સાચુકલી મરી એ પહેલાં જ એમને માટે તો સ્મૃતિશેષ બની હતી ને! પણ એમને થતું: શા સારૂ છીવતર પર આટલાં થીગડાં દીધાં હશે એણે? પેટ સારૂ? અને એનો એમને જવાબ નથી જડતો.

ભગત થીગડાં દીધે જ જાય છે, અને મોંએથી બોલે રાખે છે:

વેળુમાં તો ખાંડ વેરાણી વીણી કાઢે કીડીઓ
રે ભાઈ એ વાત્યું છે ઝીણીઓ જી.



પગથી પરની રોમાંચક વસ્તુઓમાં જો બીજા કશાની ગણના તમે નહિ કરો તો ચાલશે. પણ વાસી ચીજોની ગણત્રી તો તમારે કરવી જ જોઈએ. પગથીનો એ માત્ર શણગાર જ નથી. સાચી રીતે તો એ પગથીની ઉદારતાની, તેના વિશાળ દિલની દેખીતી

નિશાનીઓ છે. અને એ સાથે વાસ્તવદર્શી હોવાની પ્રતીતિ પણ એ આપે છે. જે રંગમાં રહેવાનું સર્જાયું હોય એ રંગમાં મસ્ત બની રહેવું એ જીવનની સાચી ફિલસુફી જેટલી આ પગથીએ આવતી વાસી ચીજો એમના મૂકવક્તૃત્વથી શીખવે છે એ કદાચ હજારો આખ્યાનો અને સેંકડો ભાષણો નહિ કરી શકે.

ઇતિહાસ અને તવારીખના તમે અભ્યાસી ભલે હો. પુરા-તત્વના શોખીન હશો એની પણ ના નથી. ભાંગેલા પત્થરમાં, તૂટેલી ઈંટમાં કે ફૂટેલા કુંડામાં તમને સંસ્કૃતિના લપાતાછૂપાતા ફરતા અંકોડા નજરે ચઢે એ વસ્તુ સ્વીકારવામાં પણ કોઇને ઝાઝું ખોવા દેવાનું રહેતું નથી. પણ જ્યાં સુધી તમે પેલી તપેલી અને પેલા કાંસાના વાટકાનો ઇતિહાસ નથી જાણતા ત્યાં લગી એ બધું તરણા ઓથે ડુંગર જેવું છે એમ કહેવામાં ક્ષોભ કે સંકોચ નથી થતો.

પેલો વાટકો જ પહેલાં લ્યોને. કાંનો ભાંગેલો, ત્રણ ઠેકાણે પડેલા ગોબા ઉઠાવવાથી આબરૂના ઢાંકણ શોધવા મથતા વ્યાકુળ માનવી જેમ અસ્વસ્થ દેખાતો, કાંસાનો વાટકો કેટકેટલા વહાલસોયા હાથની માવજત છોડી આ પગથી ભેગો થયો હશે? અને તે ય શું જોઇને? નવીનતાનો શોખ પૂરો પાડવા? કે ઢેખે ચઢેલી જીંદગીને. સ્વસ્થતાથી, ચૂંથાય એમ ચૂંથાવા દેવા? મૂળ માલિકે રહ્યાતલ ગણી ભંગાર તરીકે એના બે ચિની પ્યાલા–રકાબી કે લીલીછમ ભાનનું કચોળું કે એવું કાંક લીધું હશે. વેપારી એના સાજ સજાવી એને પગથી પર મૂકે છે. માનવી પર માનવી આવે છે. ઘણાક નજર જ નથી નાખતા. કેટલાક સતૃષ્ણ નજર નાખી ખીસ્સામાં આનીઓના પાસા કે પૈસાની સરળ ધાર તપાસતા હટી જાય છે. કોક આવે છે અને ભાવ પૂછે છે: કાંક હેતુથી, થોડીક

બેપરવાહીથી, વધારે ભાગે વ્યવહારની દોરવણીથી. અને પછી એકાદેક આવે છે એનો ભાવ કસવા. બરાબર પાઈએ પાઈ ગણી ગણાવી હરખાતાં હરખાતાં એ વાટકાને ખરીદે છે. ફરીથી વાટકો કોક છાજલીમાં શોભે છે. કોક થાળીનું સખ્ય ફરીથી એને મળે છે. પગથીના આશીર્વાદથી એ બીજું ઘર પામે છે.

પેલી થાળી ? ઝાઝું તો નથી જાણતો; પણ અમારા એક મિત્રના ઘરધણીએ એમનાં વાસણ વેચાવરાવેલાં એટલું આછકલું ધ્યાન અત્યારે આવી જાય છે. નિઃસ્પૃહી પગથી ઉઘાડે હાથે અને ખૂલ્લે દિલે આ છંડાએલાં, તરછોડાએલાં, ભૂલાં પડેલાં અનાથોને આશ્રય દે છે અને છાંયો મેળવી દે છે.

પણ આથી એ કદાચ પગથી જે રીતે સમાજવ્યવસ્થા અને અર્થ રચનાએ ઊભા કરેલા વર્ગીકરણની મૂંગી સાહેદી પૂરે છે એ બરાબર નહિ સમજાય. એને સમજવા તો તમારે પેલા ફૂલદાનની વાત સાંભળવી પડશે. જાપાનના કોઈ સાહસી કારખાનાએ એને અસ્સલ ચિની તરીકે પ્રથમ હિંદના બજારમાં દાખલ કર્યું ત્યારે કોક શ્રીમન્તના ઘરનો એ શૃંગાર બન્યું. રોજ એમાં ફૂલ–પાન મૂકાતાં. પણ એની નવીનતા ઘટી ગઈ. શૃંગારનું સાધન ગણાતાં ગણાતાં એ અસંસ્કૃત અને ‘ આપણા ઘરને ન શોભે એવું ’ મનાવા લાગ્યું. અને એ પંખા આવી ગયું આ પગથીવડલે. ઘણાં શ્રીમન્ત ઘરોમાં એને જોઈ આનંદતી કોક આંખો એના ઉપર પડી અને એને થોડી મહેનતમાં બીજું ઘર મળી ગયું. અહીં સાચા ફૂલ–પાન ન હતા. પણ રંગમાં સાચાને પણ ટક્કર મારે એવા સુગંધ વિનાના, પાતળા તાર પર જીવનલીલા વિસ્તારી બેઠેલા કાગળના ફૂલ હતાં. પણ આદર તો એનો એ જ હતો ને ? તમારે તે મંમમંમથી કામ છે કે ટપટપથી ?

પણ આ ફૂલદાનના એ કમનસીબ છે ને! અહીં'ય એની એ જ પંચાત! 'આપણા ઘરમાં ન શોભે!' આ ઘર શું ને શોભા શું? અને ફૂલદાન સમાજનું એક પગથીયું નીચે ઊતર્યું.

ઉદાસી સ્મિત ફેંકી પગથી નવાં મિજબાનોનો આદર કરવા વળી. શેને હસી એ? ફૂલદાનના લેનારને? ફૂલદાનને પગથીએ ગબડાવનારને?



ન જાણે કેમ પણ પગથીનું વૃક્ષો સાથેનું રુસણું અહીં ન હતું. માના દિલ જેવી વિશાળ આમલી અડધા રસ્તે છાંય ફેલાવતી વર્ષોથી અહીં ઊભી હતી.

પાનખરનો વાયરો આમલીની ડાળે ડાળે ધોબીપછાડ દેતો હતો અને કથીર રંગી પાન ડાળીની કુખ છોડી વાયરાની પીઠે બેસતાં. જ્યાં ત્યાં ઝીણી ઝીણી પત્તી રંગીન છાંય દેતી પથરાએલી હતી. કોઈ પગલું પડે અને ચરડ દેતો અવાજ આવે. બપોર ભડકે બળતો હતો. આવે બપોરે શીળી છાંય છોડી કોણ અભાગી હોય તે બહાર આવે?

પણ એવા હતા બે જીવ. આવા તાપમાંથી ઉગરવા પણ જેને શરણું તો હતું પેલી ખાખી બનેલી આમલીનું. આમલીને છાંયે રેંકડી મૂકી બન્ને જણ બેઠાં હતાં દુનિયા સામે પીઠ ધરીને. રાજુ હાથમાં કાંસકી લઇ ફકીરાના માથામાંથી જૂ કાઢતી હતી. કઠેરા પરથી પગ લબડાવી સનાતન બાળક બનેલો ફકીરો પગ હલાવતો મોંમાંથી બીડીની ધુણીના ગોટા કાઢતો હતો. બધે જ શાન્તિ હતી. અશાન્ત હતાં માત્ર કોરા કાગળ જેવો ફરફરતો પવન અને અદેખાના દિલ જેવી ધૂળ. તૃપ્તિ અને પરમ સંતોષ

સદાય શાંત જ હોય છે ને! ધન્યતાનેય મૂંગે મૂંગા વ્યક્ત થવું જ ગમે છે ને!

રાજુના હાથમાં ફરતી કાંસકી ફકીરાના વાળમાં અટવાઈ ગઈ અને ફકીરાના વાળ ખેંચાયા.

'મોટા મલકની રાણી થયા વના હવે સીધેસીધા વાળ ઓળને!' એક બાજુ તપતા હતા સૂરજ. બીજી બાજુ ઝગતી હતી દીપિ. પવન ફૂંકાયો. આમલીએ બાવો રાખ ખંખેરે એમ ભુખરી પાંખડીઓ ખંખેરી.

'લે લાજ હવે...'



કંઈક કંઈક આશા અને અભિલાષાઓ ધારી માણસો અહીં આવે છે. અહીં માણસો અને જેને પોતાનો પંડ ઊપાડતાં ભાર પડે છે એવી સ્ત્રીઓ આવે છે. ગામને છેડેથી ભક્તિભાવપૂર્વક પગે ચાલીને માણસો આવે છે. મોટરો, ગાડીઓ સહુ પોતાની પોઠ અહીં ઠાલવે છે.

એકને જોઈએ છે ધન; બીજાને જોઈએ છે સ્ત્રી; ત્રીજીને જોઈએ છે મનગમતા વર; વળી કોક વાંચ્છે છે નોકરી; બીજાં માગે છે પુત્ર. અને આ ઉપરાંત કેવળ મનમાંજ ઘુંટાતી પણ વાચા ન પામતી ઇચ્છાઓ એ માતા આગળ ઠલવાય છે. પાઇ, પૈસા, ફળ, પ્રસાદ, સહુ આચાર રૂપે, મ્હોટે ભાગે લાંચની રીતે, કરારના બહાના પેટે માતાને ચરણે ઢગલો થાય છે.

અને અહીંજ પગથીઆ વસ્તીના બે વિશિષ્ટ પ્રતિનિધિ પણ ડોકાય છે. એક છે મંદિરના સામેજ પાથરણું પાથરી, દયામણું મોં કરી મૂગે મૂંગી યાચના કરતી ભિખારણ અને બીજા છે મંદિરને પગથીએજ ભભુત ચોળી, ધૂણી ધખાવી, આસન લગાવીબે ઠેલા

બાવાજી: બન્નેની નેમ એકજ છે; આરામથી જીંદગી ગાળવાની. પણ બન્નેના પ્રયત્નની દિશા ભિન્ન ભિન્ન છે.

ભિખારણ પાસે જ્યારે જુવો ત્યારે એક બાળક હોય છે: માંદલું, અને ધાવણું. જરા નજર નાખીને જોશો તો બાળક તમને એની એજ ઉમ્મરનું જણાશે. એક પ્રખ્યાત બાળગાયક વીસ વર્ષ લગી નવ વર્ષના જ રહ્યા હતા. આ બાળક પણ સદાય ધાવણું જ રહે છે, અને જરા ધ્યાનથી, પેલા મંદિરના સ્તંભ પર નજર નાખીને ટાળી દો છો એવી નહીં, પણ જરા અન્વેષક નજરથી જોશો તો જણાશે એ બાળક પણ એનું એ નથી હોતું.

વાત એમ છે કે જેમ દરજીને ગજ ને કાતર હોય છે, લુહારને ઘણ અને એરણ હોય છે, મજુરને કોદાળી, પાવડો કે ટીપણી હોય છે, એમ આ ભિખારણને બાળક અને ધાવણ છે-સંપત્તિ શાસ્ત્રની ભાષામાં કહીએ તો ઉત્પાદનના સાધનો. ઉત્પન્નતો તમે જાણો છો તેમ છે ભિખ. સાદા માનસશાસ્ત્રના નિયમને એણે કલાકારની ઢબે વર્તનમાં ઉતાર્યો છે. ભિખમાં આપવાની વૃત્તિનું મૂળ બે વસ્તુમાં રહ્યું છે, એક તો દયા—જેનું પણ મૂળ તો છે પોતાની સ્થિતિ વિષેનો અજ્ઞાત સંતોષ—અને બીજું છે અહંતા. આ બન્ને પર સીધું આક્રમણ થાય તો ભલભલાના હાથ ખીસામાં જાય અને પાઈપૈસો લઈને જ બહાર નીકળે. ત્યારે મૂળ વાત રહી માણસમાં રહેલી દયાને જાગૃત કરવાની. સ્ત્રીજાત, જુવાન, લાજશરમ ઢાંકવાનો હેતુ મારી દેતાં કપડાં, અને ઉપરથી માંદલ રોતું બાળક. અને અહંતા તો એ સ્ત્રી છે એથી જ—આપોઆપ જ—સંતોષાય છે. એટલે એનું ભિખનું બજાર ગરમાગરમ ચાલે છે.

ડા. બાળક એ છે કેવળ ઉત્પાદનનું સાધન—એને માટે અને

એની સાચી જનેતા મારે. એની જનેતા એને આ બાઇને ભાડે આપે છે. અને આ ધાવણું બાળક પણ રોજી મેળવતું થઇ જાય છે. એક તો એની માનો એની પાછળ સમય બરબાદ નથી થતો અને બીજું કમાઇ આવે છે.

પણ પછી વખત આવે છે જ્યારે એ બાળકની ઉત્પાદનના સાધન તરીકે કિમ્મત ઘટે છે. દયા પ્રેરવા કે અનુકંપાને ઉ-તેજિત કરવામાં એ નિષ્ફળ નીવડે છે. અને વ્યવહારૂ વહેપારી તરીકે એ બાઇ એ બાળકને બદલી બીજું, ધંધાની ખૂબીઓને જાળવી શકે એવું, માંદલું ધાવણું બાળક શોધી લાવે છે. અને સામા પણ મક્કમ પ્રયત્નોથી સ્વર્ગની પગથી પર નિશ્ચિત પ્રયાણ કરનાર ભક્તજનો, દયાપ્રેમી સજ્જનો, એના કાપડાના ટૂકડા પર કે સિગારેટના ડબ્બાના બનેલા રામપાતરમાં પૈસા ઠાલવે છે.

અને આ એની એટલીજ કમાઇ નથી. કુનેહબાજ વહેપારી સહુથી પહેલાં પોતાના માલની બજારમાં શી માંગ ને આગ્રહ છે એજ જાણવાનો પ્રયત્ન કરે. આ બાઇ તો આ બહુ સારી રીતે જાણે છે. પોતાને સીધી રીતે મળેલી ભિખ ઉપરાંત બીજા ભિખારીને મળેલી ભિખમાં પણ એ ભાગ પડાવે છે. ખાવા ખાતર એને પાઇ ખર્ચ કરવી પડતી નથી. નાકાની હોટલમાં કામ કરનાર એક મજનુની એ લૈલી છે.

પણ આની વાતમાં ઊંડા ઉતર્યા વિના હવે આપણે પેલા બાવાજીને જોઇએ.

તમે જ્યારે પણ–દિવસના ગમે તે સમયે–અહીંથી નીકળો ત્યારે બે વસ્તુ તો અચૂક જોશો. એકતો ધકતી ધૂણી અને બીજી વસ્તુ એ એ ધૂણી આગળ ધોખતા આપણા બાવાજી. બારે અનો

ચારે આખા શરીરે રાખ લગાડી, આસનવાળી, પવન પાવડી પર ટેકો દેઇ બેઠેલા બાવાજી. એમના આસન પાસે દાટેલા એક વાંસપર બાંધેલી કાળી છત્રી એમના ઉપર છત્ર છાયા કરે છે. હમને આશ્ચર્ય મુગ્ધ કરે એવું મૌન એ દિવસ ભરમાં કલાકો લગી પાળે છે. એમના ભક્તજનો એમની પાસે આવીને પૂજ્યભાવથી બેસે છે. ભેટ-પૂજન બાવાજીને ચરણે ધરે છે. અને કશાય શબ્દના ઉચ્ચારણ વિના બાવાજી આસન આગળ પડી રહેલી રાખની ઢગલીમાંથી ચપટી ભક્તજનનાં ઝુકી રહેલા માથાં પર ભભરાવે છે. સ્વર્ગની મૂલ્યપત્રિકા મળ્યાના પરમ સંતોષથી ભક્ત વિદાય લે છે. બાવાજી સમાધિ ભંગના પ્રાયશ્ચિતનો ખ્યાલ કરતા વિચારમાં ડૂબી જાય છે. જનગણને બાવાજી માટે પૂજ્ય ભાવ જાગે છે. માતાજીના મંદિરની પવિત્રતા પણ બાવાજીની હાજરીથી વધી ગઈ છે. આશાતુરો મંદિરની અંદર અને મંદિરની બહાર એમ બબ્બે માનતાઓ માનતા થયા છે. અકિંચનવ્રતધારી અપરિગ્રહી બાવાજી સંતોની નામાવલિમાં જોડાયામાં છે.

પણ અચાનક એક દિવસ ભરબપોરે મંદિરની આજુબાજુ પોલિસોની ફોજ ખડી થાય છે. ભક્તજનો પણ ઘેરાયા છે. અંદર તે અંદર અને બહાર તે બહાર એવી દશા થઈ ગઈ છે. અને પોલિસ બાવાજીને પકડે છે. ભક્તજનો કકળી ઉઠે છે. ધર્મ પર હાથ ઉગામનારી રાજસત્તા કદી ટકતી નથી એવું, કદાચ કદી પણ જૂનું નહિ થાય એવું, વાક્ય બોલે છે અને અધર્મોના ભારના નિવારણાર્થે ભગવદ્જન્મની પ્રાર્થના કરે છે. પણ પોલિસ પર આની અસર નથી થતી. એ તો બાવાજીની બેઠક ફેંદે છે અને મૃગચર્મ નીચેથી કાગળની પડીકાઓ કાઢે છે. પોલિસ અમલદાર

એક પડીકી ખોલી ચાટી જુવે છે અને અનેરા આનંદની દીપ્તિ એને ચહેરે લહકી જાય છે. એ પડીકામાં છે કોકેન.

બાવાજી—કોકેન ચરસના આ લત્તાના મોટામાં મોટા વહેપારી—પકડાઈ ગયા. એમના કાયમ ડોકા દેતા ભક્તો કોણ જાણે કેમ પણ પાસે ને પાસે ફરતીફરતી પોલિસ ઉપર ઉપકાર ન કરવાને ઈરાદે અહીં ઢુકતા પણ નથી.

પોલિસે એક ગુન્હેગાર પકડયો, પણ ભક્તોએ પૂજ્યજન ગુમાવ્યા, શહેરે આદરનું પાત્ર ગૂમાવ્યું અને મંદિરે ખોયો બારે મહીનાનો રખવાળ. પગથીઆ તો પ્રતિનિધિ ગયો.



આ તો બધું ઠીક, પણ પેલા છત્રીનો ઝાંપડો કરી, ઘરાકીને અભાવે આટલામાં જોઈ જોઈ મૂછો આમળતા, લાંબી કતારે બેસતા નાઈ બિરાદરોને કેમ વિસરાય ? એમની તૂટેલી સોડાની બાટલી, અને પાસે જ ‘ મહેકતી ’ તેલની શીશી, છત્રીને ઝાંપડે આરામ કરતા કાતર અને અસ્રો—અરે એ બધાને જવા દો. પણ એ નાઇ બિરાદરને જુવો અને તમને આજના આ યંત્રવાદના વિશાળ પાયા પરના ઉત્પાદનના જમાનામાં આમની સાથે પણ વિશાળ પાયા પર ભાવ બેઠવા જોઇએ એમ લાગ્યા વિના ન રહે. ડઝનનું પરદેશી ધોરણ તમે ન સ્વીકારો તો કૂડીનું દેશી પ્રમાણ જાળવજો. અને જો એથી એ આગળ વધીને પુરાણી પ્રથામાં માનવાની ઇચ્છા હોય તો વરસુન બાંધજો.

તાજેતરમાંની એમની એક રસિક વાત જાણવા જેવી છે. જાતે મહેનત કરનારાની રગમાં હોય છે એમ એમને પણ

ઘરાકીની જરૂર છે, પણ દુકાનદારી સામે અંતરની નફરત છે. એમના મોંએ દિવસની ગણત્રીબંધ ગાળ જરૂર શોપવાળા સાંભળતા હશે. થોડુંક પહેલાં થએલા સલૂન સત્યાગ્રહ વખતે એમની મલ્લિનાથી સાંભળવા અને વિચારવા જેવી હતી અને હમણાં જ એમનામાંના એક ભાઇએ જાણ્યું કે મદ્રાસની મહાસભાવાદી સરકારે સલૂનો પર કર નાંખવાનું નક્કી કર્યુ'તું ત્યારે મહાસભાએ જીંદગીભરમાં નહિ મેળવ્યા હોય એટલા ધન્યવાદ એમની જીભે મેળવ્યા હતા.



નવા નક્કોર કપડાં–તૈયાર કપડાં વેચનાર અને કલકત્તાના કોઇક વાચેલ મુલ્લાં જેવાની દુકાનેથી આવેલાં–પહેરી ખૂબ ભીડમાં જવા પ્રયત્ન કરનાર માણસને જરા નજરમાં રાખીને ચાલજો. સાધારણ રીતે માણસો ભીડમાં જતા નથી, ભીડમાં ભરાઇ પડે છે અને અનુકૂળતા મળે એ ભીડમાંથી પોતાની જાતને નોંખી તારવી લે છે. આ માણસ એથી જુદો છે. એ ભીડમાં જ જાય છે અને બહુ ઓછીવાર–અને તે પણ સંજોગો ફરજ ન પાડે ત્યાં લગી નહીં જ–ભીડથી અલગ પડે છે.

પણ એ ભીડમાં જ ચાલેને ! ભીડમાં જ એની રોજી છે. ત્યાં એનો શિકાર છે.

એ છે ખીસા કાતરુ. જેનું ખીસું હાથમાં આવી ચડે એનો ભાર હળવો કરનાર. એમનાં વ્યાપારી રીતરસમો ઝાઝાં તો જાણવા નથી મળ્યાં પણ જે મળ્યાં છે તે ઉપરથી એટલું તો કહી શકાય કે આ પુરુષો હોય છે ચતુર. એમની સહુથી પહેલી નજરે જ એ શિકાર પસંદ કરી લે છે. અને પછી ચાલે છે એનો અભ્યાસ. શિકારની

આદતો, ખાસીઅતો, ખીસ્સા સાચવવાની કાળજી, મુદ્દામાલ વિષે બની શકે તેટલી માહિતી–સહુ એ ભાઈ મેળવી લે છે.

આટલી પ્રાથમિક તૈયારીઓ પૂરી થાય એટલે એ પોતાની જાળ પસારવા માંડે છે. ફાટલાંતૂટલાં કપડાંવાળો કંગાલ દેખાતો માણસ પહેલો ચોર, ડાકુ, જેબકટ, ગણાશે એ પરમ જ્ઞાન એમને મળેલું જ હોય છે એટલે એ કંગાલ ન દેખાવા, સદ્‌ગૃહસ્થમાં ખપવા બનતી કોશીશ કરે છે. કપડાંમાં ટાપટીપ, દેખાવની સુઘડતા અને વર્તનમાં દાખવવાની શિષ્ટતા એ સહુ એ સાધે છે. પણ આની સાથે એ પોતાનાં હથિયાર સજી તૈયાર જ રહે છે. મોટે ભાગે તો લાભદાયક કાયદાના લાભ લઈ શકવાની શક્તિ ઉપર જ એ આધાર રહે છે. પણ અંગુઠાના કે આંગળીના નખમાં હજામતની તાજી નવીનક્કોર પતરીનો ટૂકડો ગોઠવી રાખવાની આવશ્યકતા હોય જ છે. અને સહુ એટલી બધી કાળજીના પ્રતિકાર જેવી કાળજી છે કોટના કે જવાહર બંડીના ખીસ્સાને બહારથી નહિ પણ અંદરથી કાપવાની. બહારથી કપાએલું ખીસું આ અંગુલિકલાના સાધકની નકામની જાહેરાત કરે. અને એ આ લોકનજરથી દૂર રહેવા ઇચ્છતા વીરાગીને કેમ પાલવે ? એને તો પોતાના શિકારને પણ ખૂબ લાંબા વખત પછી ખબર પડે એ ગમે; તો પછી લોકને તે એ કયમ કરીને જાણવાનો મોકો આપે કે મોટ ભાઈનો ગજવાનો ભાર ઓછો થયો ?

કોઈ કહેશે કે પગથીના આવા અસંસ્કારી અને સમાજને ભારરૂપ માણસ વિષે લખવું જ શા માટે જોઈએ ? એનો જવાબ તો ન કહી શકાય પણ એક નદીયો છે. આ કળાનો ઉગમ આપણા પહેરવેશની નવી લઢણમાંથી થયો છે. ખીસ્સા વિનાના

કપડાંનાં ખીસ્સાં કયમ કરીને કપાવાનાં હતાં? જો કોઈ પ્રખર રાષ્ટ્રભક્તને પરદેશી હકૂમતના દૂષણો ગણાવવા માટે પૂરતો મસાલો ન મળતો હોય તો એક આ પણ ગણાવી દે. પાશ્ચિમાત્ય પહેરવેશે આપણને ખીસ્સાં આપ્યાં. ખીસ્સાં આવ્યાં એટલે આપણે ત્યાં કશું મૂકતા થયા. અને ત્યાં કશું મૂકયું માટે ખીસા કાતરુઓ આવ્યા. માટે મૂળદોષ તો પશ્ચિમનો છે.

અને આ પગથી એ નથી જોતી કે તમે શાહુકાર છો કે ચોર છો; શિક્ષક છો, કે સુતાર છો. સહુને ઉઘાડે હાથે આવકારતાં એને જરાકે ક્ષોભ કે સંકોચ નથી.



આ તો ઉપરછલ્લી નજરે આપણે દિવસની પગથીઓ વસ્તી જોઈ. અથવા તો સાચી રીતે પગથીનો ધંધાદારી જગા તરીકે, દુકાન કે હાટડી તરીકે ઉપયોગ કરતા કેટલાક લાક્ષણિક નમૂના જોયા. અલબત્ત આ ઉપરાન્ત હજારોની સંખ્યામાં બીજા ‘દુકાનદારો’—એટલે કે કેવળ ચીજની લેવેચ કરનારા નહીં પણ બીજા બધાય—પણ પગથીનો ઉપયોગ કરે છે.

પણ પગથીની સાચી માનવતા રાતે પ્રગટે છે. રાતના દીવા થાય છે અને પગથી હાટડી મટી ઘર બને છે. પોતાની હોય એ બધી સાધન સામગ્રી અને સંપત્તિ એ વિના સંકોચે લોકને ચરણે ધરે છે. નથી તો ઉંચનીચના ભેદભાવ કે શોષિત અને શોષણખોરના વર્ગભેદ એને મૂંઝવતા; કે નથી તો આપરખવાળીની ભાવના ખુલ્લા દિલે બધાને આવકારતાં એને અટકાવતી. કોકવાર વરસાદમાં કે કડકડતી ઠંડીમાં પગથી હિજરાતી હોય એમ જણાય.

છે. પોતાની આછી પાતળી મિજબાની સ્વીકારતાં લોકને અટકાવતા એ વરસાદ અને એ થંડી સામે પગથી પોતાની સૂગ તો આમ નહીં પ્રગટ કરતી હોય ને? અને એમાં એ થંડીમાં થોથવાતી કે વરસાદમાં પગથીની આરસીમાં પોતાનું મોં જોઇ શરમના લાંબા લાંબા શેરડા અનુભવતી સુધરાઇની બત્તી પણ પગથીની આ અસામાન્ય અમૂંઝણને નિરખવા પામે હોય છે ત્યારે? ત્યારે એમ માનવું પડે કે રસ્કિનની નજર આના ઉપર નહિ પડી હોય; નહિતર કલા વિષેના એના અંતરવિચારણાના સિદ્ધાંતમાં મૂલગત ફેરફાર થયા હોત.

અને તમને ફુરસદ હોય, જોવા કે દેખવાની વૃત્તિ હોય, તો જરા મોડી રાતે શહેરની પગથી જોવા નીકળજો. એ ધ્યાનમાં રાખજો કે પગથી એ તાજમહાલ નથી, કે તમને પ્રણય અને અશ્રુના અજબ મિલનનો ખ્યાલ આવે. પગથી કાંઈ શાલિમાર, નિશાત, કે ગુલમર્ગ નથી કે મીઠી મીઠી પમરાટે તમને હિંચોળે. પગથી કાંઈ કુતુબમિનાર નથી કે દુનિયાથી ઉંચે ઉંચે તમે છો એવા તરંગે ચઢાવે. રાતના દીવા પછીની પગથી આપણા જીવનની, આપણી સમાજરચનાની ઊઘાડી આંખે વંચાય એવી ફરિયાદ છે. સાદી સમજે સમજાય એવી નશ્યત છે. ભાષણમાં એક ક્રાન્તિકારે કહ્યું હતું કે હિંદીઓના ચહેરા જોઇને જ જેને ક્રાન્તિની જરૂર ન જણાય એને કિતાબોના પાનાંનાં પાનાં પણ અસર નથી કરવાનાં. પગથી પર લંબાએલા, આછી પાતળી ઊંઘને સહારે દિવસની હાડમારીને ભૂલવા મથતા, ભૂખને ઊંઘથી હટાવવાની કોશીશ કરતા, માનવીઓની કતારની કતાર જોઈ જેને આજની સમાજરચનાની અસમાનતા અને અન્યાય નહિ સમજાય, એને કોઈ અંતરનો

અવાજ કે ક્રાન્તિની કાળભેરી એની ઘેરી નિંદમાંથી જગાડી નહિ શકે.

અને પગથીના ટાઢા ટાઢા, અસંખ્ય પગની રજથી ઘસાઇ ઘસાઈ લીસા બનેલા ફરસબંદીના પત્થર પર દેહ લંબાવતા એ માનવીઓને જરા ઉઘાડી આંખે જોઈ લેજો. કોક જૂના છાપાંની મશરૂની તળાઇઓ બનાવી છે. કોક વધારે નસીબદાર લોક પાસે ગોદડી છે. એ ગોદડીએ કેટલા માલિક જોયા હશે,—અરે એ ગોદડી કેટલા કપડાનાં અવશેષમાંથી બની હશે, એ તો કોઇ સંખ્યાશોખી શોધે ત્યારે જ માલુમ પડશે. અને એથી એ મોટો વર્ગ તો પગથીના ઉછરંગે જ જંપ્યો છે. લોક કહે છે: મશરૂ અને અતલસની તળાઇએ સૂનારા ઘણાને રાતે ઊંઘ વેરણ બને છે. કોક ટીખળી જો એમને આ પગથીને ખોળે આવી ઊંઘવા કહે તો? કદાચ એમને એમનું અપમાન લાગશે. અને એવી ભલામણ કરી તમે વર્ગવિગ્રહ જગાવ્યો છે એવું કહી યોગ્ય સજા કરાવવા પણ પ્રયત્ન થાય. પણ એમને આ પગથીમા શા શા લાડ લડાવી, આ નમાયાં નિરાધાર, ઉપેક્ષિત માનવબાળોને ઊંઘાડી દે છે, દુઃખ અને દર્દને મીટાવી દેતી વિસ્મૃતિની મોહક છાયામાં આવરી લે છે, એની શી ખબર હોય!

સાથે આવો એનો કશો વાંધો નથી, પણ જો જો પગ જરા આસ્તેથી ઉપાડજો. ઊંઘને આશરે ભૂખને ભૂલવા મથતી આ હિજરાએલી માનવતાને અકાળે જીવનની કઠોરતામાં ધકેલી દે એટલો અવાજ ન કરતા.

જુવો પેલાં બે બાળકો સૂતાં છે. દુનિયામાં એમનું કોઈ નથી. એ નથી જાણતા એમના બાપને કે નથી ઓળખતા એમની

માને. જરા મોટા જેવો છે એ દિવસે એક મદારીની સાથે એના ટોકરા ઝિલ્કતો ફરે છે. રીંછની ધોલ થપાટ ખાય છે અને એ પૈસાના ગાંઠીઆ પર ગુજરો કરે છે. મોટો થએ હોટેલમાં પેલો ગાંઠીઆ આપે છે એના જેવું કોઈક કામ મેળવવાની જ એની મહત્વાકાંક્ષા છે. નાનો હજુ કશા કામને માટે નાનો છે એટલે કશું કરતો નથી. મદારીની સાથે એ પણ ફર્યા કરે છે. અને એણે માથા નીચે શું મૂક્યું છે એ ખબર છે? રીંછનો વસાઈ જરીપુરાણો થએલો તાફ્શીન ચારેલો ડગલો મદારીએ રાજી થઈ નાનાને આપ્યો છે. અને નાનો એને કરોડપતિના કરોડની જેમ હિફાજતથી સાચવે છે.



પણે જુઓ છો ને પેલી ઓરડીના ગાભામાં વીંટાઈને ટાઢના સુસવાટા બોલાવતી બાઈને? 'બાઈ' શબ્દ એના ખરા અર્થમાં જ વપરાય છે. એ છે નાજની. દશકા પહેલાં ગામમાં જ નહીં પણ શોખીનોની જ્યાં જ્યાં જમાત છે ત્યાં ત્યાં એના નામના સિક્કા પડતા. નાજનીની એક અદા પર ગીનીઓ વરસતી. એના હાથની પાનની પટ્ટી મેળવવા ભાગ્યશાળી બનનાર પરવાનાઓ ધનમાલ ડૂલ કરતા. નાજનીનું સ્મીત પાંચ પળ માટે પણ પામનાર પુરુષો એમના અવતારને ધન્ય માની બધું જ નાજનીને ચરણે ધરી દેતા. શ્રીમન્તો વચ્ચે નાજનીના ભોગવટા માટે રીતસરની હોડ બકાતી. કહેતીની વાત સાચી હોય તો નાજનીને કારણે જાત અને જાન ગૂમાવી બેઠેલાંની સંખ્યા પણ નાની સૂની નથી.

એવી નાજનીને આજે પગથીપર આવી, અંધારે ખોળો, જીંદગીનો પાછલો ભાગ સજારૂપે પૂરો કરતી જોઈને, ઘણાને નવાઈ

લાગે છે. એમને મન નાજની એટલે પુરુષને ગાંડા કરનાર અપ્સરા એટલો જ માત્ર ખ્યાલ છે.

પણ જુવાની ઓસરે, રૂપનાં પાણી ઉતરી જાય, પ્રફુલ્લ વદન પર વાર્ધક્યની રેખાઓ ચમકવા લાગે, કાળા નાગ જેવી લટમાં કુદરતના શંખ જેવા સફેદ વાળ દેખાવા માંડે, અંગે અંગે દીસતો યૌવનનો તલસાટ થાક ખાતો થંભી જાય, ત્યારે? વાસી ફૂલનું મધુ ચાખવા કયો ભ્રમરો જાય છે?

અને એમાં એ જો જુવાની, ઉપભોગના દંશ જેવા રોગના મૂળ ત્યાં મૂકીને ગઇ હોય તો? ગાલ પર ગુલોની લાલીની જગાએ સફેદ ચામડાં હોય ત્યારે? અને જુવાની હોય તો તો આવું એ ચલાવી લેનાર નીકળે; પણ અત્યારે? કેડથી વળેલી, ડાચા બેઠેલી, ફાટલાં કપડાં પહેરતી, કોઇ અદ્યષ્ટ ઓરત હોય તે વખતે?

એના યૌવનનો એને લાજિમ ગરૂર હતો. પવન એના અંગ સાથે અડપલું કરે અને એનું ચાલે તો એનાં મૂલ પણ વસુલ કરે એવો એનો ફાંકો હતો. પુરૂષ પાસેથી તો એ વસુલ કરે જ એમાં વિસ્મય શે પમાય?

એજ નાજની આજ વિના સંકોચે હજાર હજાર માખીઓને પોતાના દેહ પર બણબણવા દે છે. ખરી રીતે એમને ઊરાડવાની આય પણ એનામાં રહી નથી. એક કાળે એની તીરછી નજર ઝીલવા આશકોનું ઝૂંડનું ઝૂંડ એની આસપાસ રહેતું. એના અવશેષ રૂપે કે એ યાદ તાજી રાખવા તો આ માખો નહિ બણબણતી હોય?

અને અહીં પગથી નીતિમત્તાનો લાલચોળ ગૂસ્સો નથી બતાવતી. 'ભોગવ ત્હારાં કર્યાં' કહી બારણે આગળા નથી દેતી. 'એ જ હાલને લાયક હતી' સંભળાવી જાકારો નથી આપતી. એનું તો માતાનું હૈયું છે. દેહના હૈવત નીચોવી એ નાજનીને આવકારે છે. આખી જીંદગી જેની નજર પોતાના તરફ ખેંચવા એ મથી રહેતી, એમની જ નજરથી બચવાના એના પ્રયત્નને. પોતા તરફથી પૂરો સાથ દઈ પગથી પોતાના અંતરના એકાંતવાસ સોંપી દે છે નાજનીને. અને આગલા જીવનની સ્મૃતિ એને પરેશાન ન કરે માટે કરી મૂકે છે ત્યાંની વિજનતાને અનેકઘણી.



આભલા સમું શિરછત્ર પામનાર એકાને તો પગથીની જ સોડ હોય એમાં નવાઈ શી ? કવિવાણી કહે છે :

'ગગનોના ઘૂમ્મટ બાંધ્યા
પાથરણે પૃથ્વી માંડી'...

સર્જકની અપરિમિત શક્તિ કે સર્જનના અનંત વિસ્તાર માટે આ વાત સાચી છે કે નહિ તે તો ખબર નથી. પણ બેકાર માટે આ વસ્તુ કેટલી સાચી છે, એ તો એક વાર અડધી રાતે પગથીએ લટાર મારશો એટલે જણાઈ જશે. હજાર પગોએ લીંપીગુંપી ચોખ્ખીચટ કરેલી પગથી પર કેટકેટલા માનવદેહ આરામ પામે છે એની કદાચ આપણને કલ્પના પણ નહિ આવે.



પણ જુઓ સુધરાઈના દીવાની નજીક જ એ ભિખારણ સૂઈ રહે છે. એના નાનકડા બાળુડા પર અંધારામાં કોઈ ગાડી કે મોટર ફરી ન વળે એ માટે લોકને ચેતવવા એ બત્તી પાસે સૂવે છે.

"શા સારૂ બટકા ભરે છે? પાણી પીને સુઇ જા ભલો થઇને"

અડધી રાતે તમે નીકળશો તો કદાચ કોકવાર આ જીવન-સાહિત્યના નિચોડ જેવું વાક્ય સાંભળી શકશો.

અને એમ ન માનતા કે આવી એમની ઊંઘ પણ એમને મુબારક માની સમાજરચના એમને જંપવા દે છે. 'ગરીબ છે? તો ગરીબી ટાળવા એ જરૂર ગૂન્હો કરશે. ચોરી કરશે. લૂંટ પાડશે. લોકની ધન દોલત જોખમાશે.' કારણકાર્યના આવા સ્વીકારાએલા સંબંધને પરિણામે જન્મતી સ્થિતિમાં પોલીસને રાતે રોન દીધા વિના ચાલે? 'અને ચોર કદાચ આવીને આમ છડેચોક ઊંઘી તો નહીં ગયો હોયને? માંડોને જગાડવા. તરત ખબર પડશે. ક્યાં ભાગી જવાનો છે? હા, પેલા ફોજદારે આમ જ પેલા કાપડના ચોરને પકડ્યો હતોને! પડી બે સોટી એટલે તરત જ કબૂલ કર્યું. આમ તો આ લોક માને એવા નથી હોતા. ખૂબ લાંઠ હોય છે આવા રખડુઓ. એ તો ચમત્કાર ત્યાં જ નમસ્કાર.'



પગથીની સહૃદયતા રાતે કોક અનેરા રૂપે પ્રગટે છે. થાક્યાં પાક્યાં માનવબાળને પોતાને ખોળે સુવાડી દઇ એમના જીવન અજંપા પર શાન્તિ અને આરામનાં થોડાં છાંટણાં એ છાંટે છે. દિવસભર એ સમસમી રહે છે. માનવી ન ખપતી, પોતાને ઉપયોગ વિનાની, પોતાને કંટાળો આપતી, પોતાની આબરૂ પર લાંછન જેવી ગણાતી વસ્તુઓ પગથી પર ધકેલી દે છે. વિશાળ દિલની પગથી સહુને સંગ્રહે છે.

પણ પગથીની ખરી માનવતા રાતે વરતાય છે.

જુવો ત્યાં. પેલું ગોદડીમાં વીંટાઈને પડ્યું છે લાલલાલ લચકા જેવું, એક બાળક. વાસો તો શું, થોડા કલાક પહેલાં જ એણે આલમ પર આંખ ઉઘાડી હશે. અને એટલામાં તો આવી પડ્યું એ પગથીને ઉછરંગે! સાચી જનેતાની કુખ એને ન ધારી શકી. પિતાનો પ્રેમાળ શબ્દ એ નહિ પામ્યું હોય. પણ પગથીનો ખોળો એ ખુંદી શકે છે. આ 'અણગમતા' કે 'ન જોઇતા, ન ખપતા'નું સ્વાગત કરવા એ પરમશાન્તિ જાળવે છે. રખેને એ શરમાઈ જાય કે છળી પડે એ બ્હીકે બધી હિલચાલ શ્વાસ પણ થંભાવી દે છે. ફરનારાને જાકારો દે છે. જે કોની કુંખ આ બાળુડાએ હમણાં જ તજી હશે ત્યાં તો કેવાય સંસ્કાર વીંત્યા હશે? પણ અહીં એમાંનું કાંઇ નથી. અહીં તું નિર્ભય છે. સ્વતંત્ર છે. નથી ત્હારા માટે અણગમો. નથી સમાજની કરડી નજર. નિર્વ્યાજ સ્નેહ જ ત્હારે સારુ ભર્યો છે.

શાંતનુપત્ની ગંગા પોતાના બાળકોને સાગરખોળે સુવાડતાં એવી મહાભારતની કથા છે. પૂજ્યભાવ ધારી આપણે સહુ એ સાંભળીએ છીએ અને ધન્યતા અનુભવીએ છીએ. કેટકેટલી 'ગંગા'ઓ પોતાના લોહીના લોહીને અહીં પગથીને ખોળે પધરાવી જાય છે, એ કથા વાંચીએ, સાંભળીએ છીએ, ત્યારે સમાજ રચનાની શિથિલતા, અનીતિ, આપદ્ધર્મ વગેરે ખ્યાલ આપણા મનમાં આવે છે અને શબ્દો બની વાતાવરણને ગરમ બનાવી, પીગળી જાય છે. નથી આવતો માત્ર એક ખ્યાલ: પગથીની દરિયાદિલીનો. માતપિતાનો તિરસ્કાર પામી તરછોડાએલી સંતતીને પગથીએ ઉછેરવાની જગા આપી એ ગુણ શું ગણતામાં જ નહીં? એ નગણ્યતા છે? કે મૂલ્યાંકનના પ્રથમ પગથીએ જ કરેલી ભૂલ?



પગથારે બળે છે સુધરાઈના દીવા. નીચે બેઠો બેઠો એ છોકરો બાળે છે આતમદીવડો.

આકાશના લખલખ દીવડાઓએ ભલે કોકના જીવનપન્થ ઉજાળ્યા હોય. ભલે કોકને અનન્તની કેડી એ તેજે લાધી હોય. આ બાળકને એ ઉપયોગનાં નથી. પુસ્તકના ઝીણા કાળા અક્ષરને એ નહીં ઉજાળી શકે. અને એટલા એ એને નિરુપયોગી છે.

આ શેરીના છેવાડે એ રહે છે. યુ. એચ. એચ. ના, કાળા ડામરના અક્ષર એના ખોરડાને બારણે શોભે છે. એણે એ અક્ષરની આસપાસ વેલબુટ્ટીઓ ચીતરી છે. ખોરડામાંથી નિરંતર ઘંટીનો કેવળ કવિને મીઠા લાગતા ઘરૂરૂ ઘરૂરૂ અવાજ આવ્યા કરે છે.

દા'ડા ભર મજૂરી કરી રાતે એ આ દીવે આવીને બેસે છે અને વર્ષોના ભૂખ્યાની ભૂખથી અક્ષરોને ચાવે છે. કોક વાતમાં એણે એક ગોખલેનું નામ સાંભળ્યું છે. પોતાનામાં અને એ નામમાં એને સુધરાઈના દીવા જેટલું તો સામ્ય લાગે જ છે.

એને થવું છે ભણેલા. એનો સહારો, મુરબ્બી કે સમદુઃખી જે ગણો તે છે આ પગથી.



પણ બધે કંઈ એને બધી વાર આવી આત્મિયત નકારતી પરિસ્થિતિ જ નજરે નથી ચડતી. ઓછી અવરજવરવાળા રસ્તે ઉનાળામાં મકાનવાળા પણ પગથીની મોજ માણવા આવે છે. મોડી રાતે દીવાસળીને અજવાળે એમને માકણ વીણતા જોતાં એ પગથીના કોઈ ધન્ય, કવચિત જ નજરે ચડતા, સ્મિત જેવું લાગે છે.

દોસ્ત પૂછે છે: દુનિયામાં બીજું કશુંય ન મળ્યું તે આ લખ્યું ? દોસ્ત ! સાગર કિનારે શંખલા અને છિપલાં આવે છે તણાઈને–ફેંકાઈને–ઘસડાઈને. પગથી પર પછાડતા આ માનવીઓ પણ આવા છિપલાં છે—હીણાએલા, તરછોડાએલા, ઠુકરાએલા. સાગર કિનારાના શંખલા અને છિપલાં કહે છે અગણિત હોય છે; પણ સાગરમાં જ ઠામ પડેલા શંખલાના પ્રમાણમાં એ છિપલાં અલ્પ અને વામણાં હોય છે. પગથી પરના આ માનવ છિપલાંનું પણ એમજ સમજો. સંસાર સાગરમાં તરવા મથતા, મૂંગળાતા, ડૂબતા, તણાતા, પછડાટો ખાતા, ઉવેખાતા, ક્ષણિક દયાનું ભાજન બનતા, તિરસ્કારાતા છિપલાંના વિશાળ અને વિરાટ જગ પર જો પગથીઆ વસ્તી કદીક ધ્યાન દોરે તો ?

કહે છે કે માણસને કોઈક માણસ કરતાં દુનિયા કોઈક વસ્તુ તરીકે ઓળખે છે. નિર્ભેળ માનવતાનું દુનિયામાં બજાર નથી. બજાર ભલે ન હોય. પણ આવું ભયંકર, આંખ ઊઘાડે એવું દર્શન છે એનું શું ?



# પડદા ઊપડે છે ત્યારે—

માથે દીવા, પડખે દીવા, પગે દીવા.

જ્યાં જુવો ત્યાં દીવાની ઝાકઝમાળ છે. પટ પર પટ પડે–ઊપડે છે. દેદિપ્યમાન પાત્રો આવે છે અને જાય છે. સતી સ્ત્રીઓ અને પરાક્રમી પુરુષો; કર્મઅક્કલ બ્રાહ્મણ અને કંજુસ વાણીઓ; જૂલ્મી પ્રધાન અને કાચાકાનના રાજા; વંઠેલું ભણતર અને શીલવંતુ અજ્ઞાન; જૂજવાં રૂપે, અનેક સ્વાંગે આ અને આવું બધું આવે છે. પ્રેક્ષકો પાત્રના સુખે સુખી, સતીના દુઃખે દુઃખી અને વિદૂષકની મશ્કરીએ આનંદિત થાય છે. તખ્તા પર આવતી આસમાની સુલતાની હૃદયને કંપાવી જાય છે. ધર્મનો જય અને પાપનો હ્રાસ, પોતાને મળનારા ન્યાય વિષેનો વસવસો દૂર કરી શ્રદ્ધાને અવિચળ બનાવે છે.

અને દીવા બૂઝાય છે. સ્વાંગ ઊતરે છે. ભભકનો બુરખો દૂર થાય છે. ખાલી ખુરસીઓ અને લાંબી પથરાએલી પાટલીઓ, વીંટાઈને વેગળા પડેલા પડદા વીંગો અને ઝાલરો સામે તાકી તાકીને જુવે છે. રોશનીની રેલમછેલને સ્થાને એકાદેક પગદીવો કંપતો કંપતો કેડી બતાવતો બળે છે.

નાટકની આ સાચી સૃષ્ટિ છે. અહીં દીપમાળાની જાદુગરી નથી. લય, તાલ, રસ, આનંદ, કરુણા, અતિ રંજન કે નીરસતાના

ઘર્ષણ નથી. માત્ર છે નાટકની દુનિયા રચતા માનવીઓ—તખ્તે નજરે ચઢે છે તે નહીં, પગથીએ ચાલે છે તેવા માત્ર માનવી. અતિઉત્સાહે આપેલી અવિશેષતા કે ખૂંગરેલા નાકે દાખવેલી હીનતાનો અંચળો ફગાવી દઈ બનેલા માત્ર માનવી.

અને એ દુનિયા કેવી છે?

નાટકના રસિયા પડદા પાછળની આ દુનિયાને ઓછી જ જાણે છે. એમને મન નાટકની દુનિયા ભભકભરી. લોકોત્તર પાત્રોની બનેલી, રંગીન રંગીન છે. સાચી સ્થિતિ એથી જુદી જ છે. નથી તો એ રંગીન, નથી તો એ ભભકભરી કે નથી એ લોકોત્તર. આપણી દુનિયા જેમ એ પણ માનવતાથી તરબતર છે. એને એની મૂંઝવણ છે. એને એના સવાલ છે. એના ઉકેલ છે. એના ઉલ્લાસ છે. એના વિષાદ છે. ત્યાં ઊંડી સ્વધર્મનિષ્ઠા દેખાય છે. અને પડખામાં જ લાગણી વિનાની જડતા અને ક્રૂરબુદ્ધિ પણ જણાય છે. એ જબરી મહત્ત્વાકાંક્ષાઓને સંઘરે છે. પોલ પણ છે. અને ત્યાં આશા ઉત્સાહના જીર્ણશીર્ણ ખંડિયેરો પણ પડ્યાં છે. ત્યાં કલાની ઉપાસના છે તો સાથે બનાવટ કરવાની શક્તિ પણ સભર ભરી છે.

પરસ્પર વિરોધી દ્વંદ્વોની બનેલી આ દુનિયાને જગતે એના સાચા રૂપમાં જોઈ નથી. પણ કદાચ એમાંજ એનુંય ભલું હશે!



દુનિયામાં એના જેવી કશીએ વસ્તુ શોધી મળે એમ નથી. જગતસાહિત્યમાંથીએ તેમને એની ઉપમા આપવા યોગ્ય વસ્તુ નહિ જડે. કશીએ સરખામણી કરવા જેવી વસ્તુ ન લાધે ત્યારે એને અનોખી અનેરી વિગેરે વિશેષણ લગાડવામાં આવે છે; એ

સર્વસાધારણ નિયમને અનુસરીને આપણે 'અનેરો' જ કહેવો પડે, એવો છે નાટકના મેનેજરનો બેસતી રાતના સાડાઆઠ વાગ્યાનો મિજાજ. વરનો બા, દરબારનો સચિવ, વહાણનો સુકાની, સેનાનો સેનાની : તોબા! બિચારા એક જીવને એકી સાથે કેટકેટલી જવાબદારીનો સામનો કરવાનો હોય છે! અને આટલી જવાબદારીને સમયે નાનકડું માથું ફરી જાય એવો એક બીજો પણ પ્રસંગ સાથોસાથ જ બનતો હોય છે. અને એ પ્રસંગ છે મેનેજરની મફત નાટક દેખાડવાની સત્તાનો!

નાટકની ભાષામાં આવા કાનામાત્રા વગરના, ખોડાબોડા અક્ષરમાં નાટક જોવા મથનારા અને સફળ થનારાને 'ખુદાબક્ષ' કહેવામાં આવે છે. આવો શબ્દ અને આવો અર્થ ક્યાંથી અને શી રીતે અહીં આવી મળ્યા હશે એની તો ખબર નથી. જો કોઈ જાણભેદુ એ બતાવશે તો જરૂર એ ઇતિહાસ રસિક તો હશે જ. પણ આ ખુદાબક્ષી કલા ઉપર તો આગળ લખવું છે એટલે અહીં તો પેલા અનોખા મિજાજની જ વાત કરું.

નાટકની રાતે સાડા આઠે સાધારણ રીતે દરવાજો ખુલે છે; ટિકીટ લીધેલા માણસો વહેલી વહેલી જગા લેવા પડાપડી કરે એવા પ્રસંગો બાદ કરતાં આ નિયમનું ઝાઝું મહત્વ નથી. પણ એનું સાચું મહત્વ તો મેનેજરની કામગીરી ત્યારથી શરૂ થાય છે તે છે.

નાટયગૃહના કોઈ જાણીતા ખૂણે ચારપાંચ ખુરશીઓ ઢાળેલી પડી રહે છે. આ છે નાટકના સમયે મેનેજરનું દફતર. નાટકના માલિક કે મેનેજરનો દિવાનેખાસ. શહેરના માજિસ્ટ્રેટથી માંડી નાટકની જાહેરાતનું પાટીઉં મૂકાતું હોય તે પાનની દુકાનવાળા

લગી સહુને આ આસન પર બેસવાનો અધિકાર છે; સહુને એ આસક્તિ છે એમ કહું તો પણ વધારે પડતું નથી. નાટકના સમયે નાટકના મેનેજરની પાસે બેસવાનું સૌભાગ્ય મેળવનારને તો કોક અનેરો આત્મસંતોષ અને ગૌરવ લાધે છે.

ટિકીટ બારીએ 'ગલ્લા' તરફ એકાદેક નજર નાંખી, પઠાણ 'લાલા'ને પડખે આવતાજતા પ્રેક્ષકોને ઉપરછલ્લી દૃષ્ટિએ નિરખી લઈ, બહારના પાનવાળા, ચાહવાળા, કે ખુમચાવાળાની રડીખડી સલામ ઝીલી, મેનેજર સાડાઆઠના સુમારે 'દિવાનેખાસ'માં આવી પહોંચે છે. અને ઊંદર બિલ્લીનો કહું કે નાગ–નોળીઆનો કહું, મેનેજર–ખુદાબક્ષનો ખેલ શરૂ થાય છે.

મેનેજરે સામાન્ય સમજથી મફતીઆના વર્ગ પાડ્યા હોય છે. પોતાના કામમાં કોઇ કેટલો આવી શકે એ જ એનો નિકષ છે. કેટલાક કાયમના કામના, કેટલાક તાત્કાલિક કામના, કેટલાક ક્યારેક કામના અને બાકીના નછુટકાના ગળે પડેલા. 'કાયમના કામના'માં દિવાની અને ફોજદારી કોર્ટના સત્તાધીશો, પોલિસ ખાતાના અમલદારો, કોકવાર રેલ્વેના જવાબદાર માણસો અને શહેરની ઇસ્પિતાલના દાક્તર, તથા કોક શોખીન, છેલબટાઉ, બાપકમાઇવાળાઓ હોય છે. 'તાત્કાલિક કામ'માં માગનારા લેણદાર, ઊધાર ધીરી શકવાની શક્તિવાળાઓ, બ્યાજે ધીરાવી શકાવે એવા દલાલો, એકાદ બે વકીલ, કોક દાક્તર વગેરેનો સમાવેશ થાય છે. 'ક્યારેક કામના'માં આગળ આવી ગએલાની સરખામણીમાં જેની ઉપયોગિતાની માત્રા કમ છે છતાં જેની લાગવગનો કે 'ધન'નો ક્યાંક ક્યારેય ઉપયોગ થઇ શકે એવી શક્યતા છે તે બધા આવી જાય છે. અને ગળે પડેલામાં તો મેનેજરના ઘરધણીના

આળાના પાડોશીના મામાના દીકરાના દોસ્તના માસ્તર કે રસોઇઆ લગીના મહાપુરુષોનો વિશાળ સમુદાય આવી જાય છે.

મેનેજરનો મિજાજ પણ એમની સાદી સમજે રચેલી ઉપયોગિતાની પરંપરા પ્રમાણે જ ‘કુસુમથી કોમળ’ અને ‘વજ્રથી કઠોર’ સ્વાંગ સજે છે. કાયમના ઉપયોગી વર્ગવાળામાંથી કોક કોક તો સીધા પ્રેક્ષકોના પહેલા દરજ્જા લગી પહોંચે છે. એમાંના થોડા અતિ બહાદુર અને પોતાની ઉપયોગિતાની સભાનતા ધરાવનારા તો બધા જ પ્રેક્ષકોનું ધ્યાન પોતાના તરફ ખેંચતા, સલામ ઝીલતા, સ્મિત ફેંકતા, આગલી હારની વચ્ચોવચની બેઠક પર સ્થાન જમાવે છે. ઝાંપામાં એમને દાખલ થતા જુવે એટલે જ મેનેજર પોતાના ‘તખ્તે તાઉસ’ પરથી ઊભો થઈ જઈ એમની તહેનાતમાં હાજર થઈ જાય છે. હસી હસીને, લળી લળીને એમને સલામ કરે છે. ખબર પૂછે છે અને પછી બાઅદબ બામુલાયઝા એમને આગળની બેઠકમાં સ્થાપિત કરે છે. રેસમાં જીતેલા અથવા જીતવાની વકીવાળા ઘોડાનું જે આદરભર્યું સ્થાન છે તે નાટકમાં આ પ્રથમ પંક્તિના ખુદાબક્ષોનું છે. કોઈવાર કોક માનવસ્વભાવના પારખુ મેનેજર પાસેથી એનું અનુભવ નવનીત જાણવા મળે તો જણાશે કે આ આદર અને સન્માન પાછળ એ ‘ખુદાબક્ષ’ ની ભલું કરવાની શક્તિ કરતાં ભૂંડું કરવાની સત્તા વધારે કારણભૂત હોય છે. સીધી સીધી સોદાગીરી છે આ. કોક બીજે ઠેકાણે બદલી પામેલા અમલદારની રેવડી થયાના કિસ્સા પણ ઘણાયે મળી મળી આવશે. ‘વેશ્યાય મુફલિસ આશકને ક્યાં ઊભા રાખે છે!’

આવા વખતે પેલા મેનેજરી મિજાજની પહેલી બાજુ જોવા મળે છે. તપેલા મીણનો ઇચ્છા પ્રમાણે આકાર વાળી શકાય છે. પ્રથમ કક્ષાના મફતીઆ વખતે મેનેજરી મિજાજની આ કેળના ગર્ભ

જેવી કોમળતા જોવા મળે છે. નાટક દરમિયાન પણ મહેમાનોની આગતા સ્વાગતાનો ખ્યાલ રાખવામાં આવે છે. 'સફળીભૂત નાટક અને એક કપ ચા' બારેલું કામ પાર પાડી આપી શકે છે એ મેનેજરને અપાયેલો વાજબી બોધ છે.

અતિ વિનમ્રતા એ મેનેજરની મિજાજની બીજી બાજુ. માત્ર અવકાશ છે અને નમ્રતાની—નરી મુલાકાતની કક્ષાએ પહોંચેલી નમ્રતાની—માત્રા કેમ ઘટતી જાય છે. પુનરુક્તિના ભોગે આપણે વચલી કક્ષાઓ જવા દઈએ તો આપણે ગણી શકીએ. કારણ, કોકવાર બીભત્સ એવા મિજાજ સુધી આવી પહોંચીએ છીએ.

'આ હાલ પછી એટલે આવી પહોંચ્યા! બાપના દસેલા કાઢેલા હશે!' આવા વાક્યોથી માંડીને 'ચાલો બહાર નીકળો' સુધી અને આપી તો ન જ શકાય એ હદ સુધી એમ મુસાફરી કરે છે. કંટાળા સાથે કોક જૂની રીસ, બીનઉપયોગિતાની પૂરી શ્રદ્ધા, પોતાના સ્થાનની અચળતા વિશેની સ્વસ્થતા, વગેરે માનસિક દશા એ સહુ ભેગા મળે છે. ક્યારેક એમાં કેવળ ક્રૂરતા ખાતરની ક્રૂરતા ભળી હોય છે. કોકવાર ના પાડવામાંથી મળતા આનંદનો ઉપભોગ કરવાની વૃત્તિ હોય છે. ટળવળાવવાનો સંતોષ પણ ક્વચિત ડોકિયું કરી જાય છે.

આ બધા વખત દરમિયાન એ મિજાજ ભાગ્યે જ સાચી રીતે ગૂમાવાય છે. 'આ તો બધો ખેલ છે ખેલ.' કોકવાર બડાશમાં અને કોકવાર ભારઝલ્લા એકરારમાં મેનેજર આટલું કબુલી પણ લેશે. 'શા ઉપર મફત જોવા નીકળ્યા છો?' એ સવાલમાં 'ત્હારૂં ચાલે તો હાથીના પગે કરજે' એટલું આહ્વાન ભર્યું હોય છે, એનું કારણ તો એ છે કે આ ઉમેદવાર મફતીઆની ઉપયોગિતા

વિષે મૅનેજરને ખાત્રી થઇ ચૂકી હોય છે અને ખોટી બિલાડીની છીંક પોતાને કદીય અગવડ નહિ પહોંચાડે એની પૂરેપૂરી આસ્થા દૃઢ થઇ હોય છે. આટલું થાય એટલે મૅનેજર નિશ્ચિંત બને છે. વ્યવહારની બહાર જઈને પણ સામાને બેઇજ્જત કરતાં તે ડરતા નથી. પોતાની સ્વસ્થતા, ઉચ્ચાસન, ના પાડવાની હિંમત અને શક્તિ સહુ એને બેશરમ બનાવે છે. પ્રથમ પંક્તિના મફતીઓની સાથે ફરતા સજ્જન મૅનેજર અહીં બધીય મર્યાદાઓ તજીને ઊભા રહે છે.

આ બધા ઉપરથી કોઈ એમ ન માને કે મૅનેજરની મિજાજ કેવળ કોક ગાંઠીનું આગવું છે. એનેય એની માનવતા છે. એક મૅનેજર (જે પોતે માલિક પણ હતા) વિષે એમ કહેવાતું કે એમના પ્રતિસ્પર્ધીને ગાળ ભાંડો એટલે તમે કહો એટલા માણસોને મફત બેસાડી શકો. બીજા એક શોખીન માલિક–મૅનેજરને માટે બીજો અકસીર ઇલાજ એ હતો કે તમારે એમની કાર્યકુશળતાના વખાણ કરવાં. ત્રીજાની નબળાઈ એ હતી કે એમની આત્મસન્માનની ભાવના અતિ જાગૃત હતી. કોઈ પણ ભાઈ બાઈસાહેબને લઈ નાટક જોવા જાય એને ના પાડવાની કલ્પના જ એમને મૂંઝવી દેતી. અને આનું પરિણામ એ આવતું કે ભાગ્યે જ કોક ઉમેદવાર મફતીઓ છૂટા આવતા! ઘેર નાહકના ઝઘડા થાય અને અહીં નાટક ગુમાવાય: એ બન્ને વસ્તુ તે કેમ પાલવે!

આ ઉપરથી મૅનેજરને અન્યાય થવાનો સંભવ છે. દરેક મૅનેજર શરૂઆત તો કડક વ્યવહારીઆ તરીકે કરે છે. પણ મુદ્દાબક્ષીની માનવ જાતના થરેથરમાં પ્રસરેલી આદત એને હેરાન–પરેશાન કરી મૂકે છે. ઠેલાગાડી કે ગંદકી કે લાઇસેન્સના નિયમનું

ઉલંઘન કે વધારે ખુરશી મૂકવી કે બીજી એવી એક હજારને એક યુક્તિઓ એનું નાક દબાવી મોં ઉઘડાવવા અજમાવાય છે. એકેએક માણસ પોતાની ભૂંડું કરી શકવાની શક્તિનો ઉપયોગ કરતાં અટકવા માટે નજરાણું માગે છે. અને ટપલીઓ ખાઈખાઈ મેનેજર રીઢો બને છે. કૂતરાંઓ પૂંછડું ભલે ન હલાવે પણ ભસતાં બંધ રહે એટલું તો દરેક શાણો ચોર ઇચ્છે છે. મેનેજર પણ નાની મોટી ચાલાકીથી અથવા પોતાના મોહિનીમંત્રનો ઉપયોગ કરે છે. સંબંધની પરંપરા બંધાય છે, જળવાય છે અને ઉપયોગિતા ઘટતાં તૂટે છે. અનુભવે મનુષ્યસ્વભાવને ઓળખી ગએલો મેનેજરી મિજાજ રાતના સાડાઆઠ વાગે છે અને જુજવાં રૂપ ધારણ કર્યે જાય છે.



કહે છે કે કલાની સાર્થકતા એના ધન્યતાના અનુભવમાં છે. સંતોષદીપ્તિનો ઝળહળાટ એ જ એનું પરમ પારિતોષિક છે. અને એમાંય જો કર્યાના આનંદ સાથે સફળતાનો સંતોષ ભળે ત્યારે? એને પુરુષાર્થની સિદ્ધિ ગણવી જોઈએ.

બીજી કલાઓ વિષે કહેવાનો અધિકાર નથી પણ એક ઉવેખાએલી કલા વિષે નિર્દેશ કર્યા વિના ચાલે એમ નથી. એ છે ખુદાબક્ષી કલા. પણ આને બીજી કલાઓ સાથે સરખાવો તે પહેલાં જરા એનો ખ્યાલ કરી લેજો.

સાચી રીતે વાત એમ છે કે આ કલાની વ્યાપકતા માનવી માત્રના અંતર સુધી પહોંચે છે. અલબત્ત એમાં કલા ખાતર કલાના ઉપાસક, શુદ્ધવાદી કલાકારોની સંખ્યા કદાચ ઓછી હશે. એની પ્રાપ્તિ માટેની કઠિન તપશ્ચર્યાથી ડરી જઈ અલગ રહેનારાની સંખ્યા

કદાચ કલ્પી ન શકાય એટલી હશે. ખુદાબક્ષી કલાના વિજ્ઞાનથી જ હિમ્મત હારી જનારા મળશે. પણ એનો અનંત તંતુ જાળવનાર કલાકારો પણ આ ધરતી તલ પર આપણને મળશે. અને એ વંદનાના અધિકારી છે.

ખુદાબક્ષી રીતે જોએલાં નાટકમાં આનંદ કેમ મળતો હશે, એ સવાલ નથી. હકીકત એ છે કે એ પ્રાપ્તિ થાય છે. પંગતે પીરસતા લાડુ જ પીરસણમાં પણ પહોંચાડવામાં આવે છે. છતાં એના સ્વાદમાં મીઠાશ વધુ છે. કારણ શાશ્વતી દુનિયાએ જાણવું જોઈએ કે એમાં રહેલો લોકોત્તરતાનો રસાસ્વાદ જ એ મીઠાશને જન્મ દે છે. અહીં પણ ખુદાબક્ષી કલામાં જોએલું નાટક તમને, પૈસા આપી શોખ, રસ, સંતોષ ખરીદતા વહેપારી પ્રેક્ષક કરતાં, રસાસ્વાદના અધિકતર અધિકારી બનાવે છે. તમારો સંબંધ આર્થિક કક્ષાએથી નીસરી આધ્યાત્મિક અને કલાની આધિભૌતિક કક્ષાએ પહોંચે છે. નિરપેક્ષ અને નિરાસક્ત કલાપરીક્ષા માટે પ્રાથમિક ભૂમિકા ખુદાબક્ષી તૈયાર કરે છે.

દરેક કલા સાધના માગી લે છે, જપ માળા અને તિલકની નહિ; પણ તન્મયતાની, આપપણાના લોપની. સર્વસ્વની ભેટ ધર્યા વિના કલા રીઝતી નથી. અહિ પણ ખુદાબક્ષી કલા નોંખી પડે છે. અને ઘણીવાર તો એવી પળ આવી લાગે છે ત્યારે સાધના ખુદ કલાસ્વરૂપ ધારણ કરે છે.

પણ આપણે એની શાસ્ત્રીય ચર્ચામાં નકામા ઉતરીએ છીએ. એને, એના પ્રાગટ્યને, એના ઉપાસક અને એની ઉપાસના: સહુને નજરે જ જોઇએ.

જાણી લેજો કે તમે પોતે જ કોક અધિકાર પર હો,

નાટકના મૅનેજરને નચવી શકવાને સમર્થ હો અને તમે અને તમારાં મફત નાટક જુવો એમાં* ખુદાબક્ષી કશી નથી. એતો ખરી ખુદાબક્ષીની બદનક્ષી ભરી નકલ છે નકલ.

ખરી ખુદાબક્ષી તો તમારે અને નાટકવાળાને અડેઆભડે કશુંય સ્નાન સૂતક ન હોય ત્યાં મફત નાટક જુવો છો એ છે. અને એમ નાટક જુવે એજ ખરો કલાકાર.

સહુથી પ્રથમ આવે ભોંયની શોધ. પતંગ ચઢાવનારાએ ચપટી ધૂળ ઉડાડી તમે હવામાન અને પવનની દિશા જુવો છો. અહિ મૅનેજર કે માલિકની આસપાસના, જેમની ઇચ્છા એનાથી ન અવગણી શકાય એવા પુરુષને શોધી કાઢવા એ થઈ ભોંયની શોધ. હવે તમારે શોધવાના રહ્યા, એવા પુરુષને તમારી વતી કહે એવા, ઉપકારક વૃત્તિના ભાઈને. આ પ્રક્રિયા ઘણી દુષ્કર છે. પહેલું તો ન સમજાય એવી રીતે માણસો આત્મવિશ્વાસનો અભાવ કેળવે છે. 'હા'થી રાચવાનો સ્વભાવ 'ના'થી નારાજ ન થવું જ આવે એ પરમ સત્ય પણ લોક હજુ નથી જાણતા, તમે ઉદાહરણ થવા તૈયાર છો છતાં પણ. અને બીજું એવું બને છે કે માણસને તમે કશું સૂચન કરો એટલે એ કોચલામાં ભરાઈ બેસે. ત્રીજું એવું પણ બને કે આ ક્રિયા એક નહીં પણ પહોંચી ન શકાય એટલા માણસો લગી પહોંચે. કોઈના સગાને, કોઈના શેઠને, કોઈના ઉપકારકને, ને કોઈના લેણદારને: એવા અનેક સામાજિક થર તમારે ઉકેલવા પડે. અને છેવટે તમે ચિઠ્ઠીથી સજ્જ થઈ, રાતના આઠ વાગે બની ઠની, મિત્રવૃંદથી વીંટળાએલા નાટકશાળાએ પહોંચો. હવે આવી પહોંચી કસોટીની પરમ ઘડી. નમ્રતાપૂર્વક, છતાંય એના કંપનીને તાજ કરી કે એવી શક્તિ-ભરી ચિઠ્ઠી-તમારા પાસે છે એના

ભાન સહિત, દાખવી શકાય એટલી સુજનતા સાથે, તમે મેનેજરને મળો. ચિઠ્ઠી આપો. એ વાંચે અને થોડુંક વિચારે ત્યાં લગી તો તમારો જીવ તાળવે જઈને ચોંટે. પહેલાં ન આવ્યો હોય એ ખ્યાલ ‘અપમાન’ થયાનો અત્યારે આવી જાય. આખીએ દુનિયાનો છેડો આંખને અંધારે તમારા આગળ આવી જાય. ઉરધબકારા વધે. અને પેલા કવિઓ કહે છે તેમ કાળ પણ થંભી જાય. થોડા ડગ દૂર ઊભેલા મિત્રો શું કહેશે ? એ ખ્યાલ તમને મૂંઝવી જાય. અને ત્યાં મેનેજરની જબાન ઉઘડે. ચિઠ્ઠી પરથી એણે તમારા અને ચિઠ્ઠીના લખનાર વચ્ચેના અંતરની માપણી કરી લીધી છે. ઉપયોગિતાની તુલાએ એણે સંબંધોને મનમાં જ જોખી લીધા છે. અને છતાંય એ તમારા સામે મીટ માંડી તમને માપતો હોય એમ બોલે છે: ‘—ભાઈ તમારા શું થાય?’ તમે શું જવાબ દો? પળ ભરની અસ્વસ્થતા પછી તમે આપ ઉત્તેજના ખાતર સહેજ મલકો ત્યાં તો પેલો શકરોબાજ બોલી ઊઠે ‘કાંઈ નહીં ને!’ તમે પણ કાંઈ કમ ઉતરો એમ નથી એટલે કહો: ‘તો તો ચિઠ્ઠીજ શેની મળે?’ અને ફરીથી મલકો. નિર્ભેળ તિરસ્કારની એક સચોટ નજર માંડી મેનેજર, પાસે ઊભેલાને તમને બીજા વર્ગમાં બેસાડવાનું કહે. બીજો વર્ગ! મિત્રો આગળ તમે ઓરકેસ્ટ્રા, કે સ્પેશિયલનાં સ્વપ્નાં ઘડ્યાં હતાં. આતો ત્યાંથી ત્રણ પગલાં પાછળ અને હિંમતમાં એક તૃતીયાંશ! વિરોધ કરવાનું, તમારા અને ચિઠ્ઠીદાતાના સ્વમાનનું પેલા ત્રણ બદામના મેનેજરને ભાન કરાવવાનું તમને સૂઝે. પણ તમને ન સમજાય એમ કોઈક, કશુંક તમારી જીભને અવરોધે અને પગને ગતિ આપે.

અને આટલું તમારું ખુદાબક્ષી કલાનું શિખાઉપણું. સાચો કલાકાર કદિય આવું ભયંકર અપમાન ન સહે. એ લડે, ઝઘડે.

વિનવે. પોતાના સામાજિક દરજ્જાનો ખ્યાલ મેનેજરને આપી દે. અને છેવટે કંટાળીને મેનેજર એને ફર્સ્ટ ક્લાસમાં તો બેસાડે. અને કલાકાર આમતો વ્યવહારૂ આદમી રહ્યા એટલે તૂટી જાય ત્યાં લગી તંતુ ન તાણે.

પણ ઉપાસક કદાચ આવી નેતરની સોટી જેવી સીધી અને લાંબી લસરક પંચાતમાં ન પડે. મેનેજરી તુલામાં જેની ઉપયોગિતા સિદ્ધ થઈ ચૂકી છે એવા કોકના પૂંછડા તરીકે, ખુદ તે માણસને કે નાટકના મેનેજરને ખબર ન પડે તેમ તે દાખલ થઈ જાય છે. એને કરવાનું કામ તો માત્ર ઘડી સાચવીને એ ઝુલુસમાં દાખલ થઈ જવાનું હોય છે. આવા પ્રયોગમાં કોકવાર એ ખાતર ઉપર દિવેલ રૂપે નાટકની ચોપડી પણ પામે છે. મુફતબક્ષી કલાનું આ અદ્વિતીય રૂપ છે.

બીજી કક્ષામાં આવે એવા સિદ્ધહસ્ત કારીગરની કાર્યપદ્ધતિ જુદી જ છે. એ સીધો, ભપકાબંધ આંજી દે એવી રીતે મેનેજર પાસે જાય છે. એની નિર્ભીકતા, દમામ અને લોકોત્તરતાની છાપ જો કામ કરી દે તો તો એને બોક્સ સુધી પહોંચતાં વાર નથી લાગતી. પણ ક્યારેક આ પેંતરો ખાલી પણ જાય છે. અને તો એને નવો દાવ અજમાવવો પડે છે. કોક સંબંધ એને શોધવો પડે છે. કોઈના સગા—જમાઈ કે દીકરા બનવું વધારે લાભદાયી છે—એને બનવું પડે છે. અને આ તૂત ચાલે છે. એનું દુઃખ કે મર્યાદા એ છે કે ત્રણેક વાર કરતાં આ તંતુ વધારે નહિ ચાલે. મેનેજરોને ઉછીના પૈસાનું ધ્યાન ભલે ન રહે. લેણદારની તારીખ અને તકાદો ભલે સ્મૃતિપટથી ઉતરી જાય પણ ક્યારે કોના માણસને નાટકમાં બેસાડ્યો હતો એ કદી પણ એ નથી ભૂલતો. અને

આ સત્ય ન જાણનાર કલાકારની કલા લજવાય છે એટલું જ નહિ પણ એમને માથે ભૂંડી વીતે છે.

ત્રીજા પ્રકારનો કલાકાર તો બેનમૂન છે. નાટક જોયા કરતાં પણ એ પોતાની કલાથી મફત જોવાયો એ એને માટે વધારે ગર્વ અને સંતોષનો વિષય છે. બીજા ખુદાબક્ષોની માફક એ સાડાઆઠથી સાડાનવ લગીમાં મેનેજરને પરેશાન કરતો નથી. એ આવે છે મોડો—નાન્દી કે કદાચ પહેલો પ્રવેશ પતી ગયા પછી. માનસશાસ્ત્રની દૃષ્ટિએ મેનેજર પર હૂમલો કરવાનો આ સરસ કાળ છે. બિચારા જીવ સંબંધો અને ઉપયોગિતાનાં પડખાં પાસાં સમાં કરીને થાક ઉતારતા હોય છે ત્યારે આ સાહેબ જઈ પહોંચે છે. આની કલાની સાર્થકતા એમાં વસેલી છે કે એ મેનેજરના મનમાં ઠસાવે છે કે એ નાટક જોવા નથી આવ્યા પણ ખાલી મળવા, ગપ્પાં મારવા, દિલ બહેલાવવા આવ્યા છે. હવે નાટક તો રોજનું થયું. એમાં શું જોવુંતું ?

મેનેજરે આમ તો કેટલાક ગામકુવાના પાણી પીને પાકા ઘંટ બનેલા છે. પણ એનેય આ ભાઇ બરાબર ઝપટમાં લે છે અને મેનેજર જ વગર પૂછે, વગર ગાછે, અને વગર કહે એમને નાટકશાળામાં દાખલ કરે છે. આ સાચી રીતે છે ખુદાબક્ષી કલાની નિર્વ્યાજ ઉપાસના.

પછી તો પરચુરણ જાતો આવે છે.

'આમથી જતો હતો ત્યારે થયું કે લાવ જોઇ નાખીએ નાટક,' દુનિયા પર ઉપકાર કરવા જીવ ધારતા એ ભાઇ કડવે મોંયે મેનેજર ઉપર પણ નાટક જોવાનો ઉપકાર કરવા તૈયાર થઇ જાય

છે. નફ્ફટ મેનેજર એમને લોક ઉપર ઉપકાર કરવાનો સીધો સરળ માર્ગ કોકવાર બતાવી દે છે.

'રામ ગરૂકા નામ. દીખાદે નાટક.' આવું મેનેજરને કાને કોકવાર ગુંજી જાય છે.

વાત એમ છે કે આ કલા એટલી સર્વવ્યાપી છે કે જીંદગીના કયા પંથ પર ખુદાબક્ષી નહિ હોય એ કહેવું મૂશ્કેલ છે. દવાખાનામાં ખુદાબક્ષ મળે છે. વકીલને ખુદાબક્ષ મળે છે. અરે સવારના પોરમાં ખુદાબક્ષ ફિચરનો નંબર જોવા તસાકે છાપું તફડાવનાર પણ મળે છે. કદાચ ખુદાબક્ષી એ જ જીવનક્રમ હશે. ખર્ચ, કિંમત, દામ, મૂલ્ય: એ સહુતો આજની આ અનર્થકારી સમાજરચનાએ અને અર્થકારણે દાખલ કરેલી વિકૃતિઓ હશે. કોણ જાણે ?



ખમે વાંસના ટુકડા મીલાવી કરેલી સોટી. એક હાથમાં લાહી ભરેલી બાલદી અને બીજા હાથમાં ચડીબંધ વાળેલા દીવાલપત્રો : દૂરથીય આટલું જુવો એટલે માની લેજો કે એ ઝંઝટ છે.

પાડનારાએ તો મજાકમાં નામ પાડી દીધું. ઝંઝટ ! એને કયાં જોવી હતી નામની સાર્થકતા કે અસર ? બસ કહી દીધું: ઝંઝટ. એને મન એક શબ્દ; પણ પેલા બિચારાને મન તો આખી જીંદગી. લોક કહે છે ને પેલી કહેતી : કુંભારકી સાલ ભરકી મહેનત ઓર લાઠીકા એક ઘટકા કામ. પેલા અતિચતુર પુરુષે પાડી દીધું નામ: ઝંઝટ !

એનું જીવન આખુંએ ઝંઝટ–જંજાળમય ગયું છે, એની એનું આ ઉપનામ પાડનારને ખબરે નહીં હોય. ( ઉપનામો

આપણામાં અતિ ઉદાર સમાજમાં કદાચ નાટ્યસમાજ જ હશે, અલબત્ત સાહિત્ય સેવકોને આમાં ન જ ગણી શકાય.)

એ પણ નથી જાણતો એ ક્યાં જન્મ્યો અને ક્યાં ઉછર્યો. સમજ આવી અને એને યાદ છે ત્યાંથી એનો ઈતિહાસ એને મોંએ સાંભળવામાં જ ખરો આનંદ છે. અલબત્ત તમારે એને રંગમાં લાવવો હોય તો જરા ચા બાની જોગવાઈ કરવી જોઈએ. પાનબીડીનું ય કરો તો એટલો વધુ લાભ !

અને સાંભળો એને મોંએ એની વાત :

'કંપનીની ગાડીમાં હું છાપાં વેચતો. બે ટંક કંપનીને રસોડે ખાવાનું. વાળુમાં 'મક્કાના હાંડા'માંથી એક વાટકી ચા.[૧] અને રોજ સાંજના બે પૈસા રોકડા. આ મારો પગાર બંધાણો'તો. હા. શરૂમાં તો એકલો દાળભાત ઝૂકતા જ રહ્યો'તો. પણ પછી એક દા'ડો મનીજર સા'બ ખુશ થઈ ગયા. થયું એમ કે ગાડીવાળો માણ પેલાં જે છાપાં વેચવા જતો એને ફેરિયાવાને છાપાં આપી દેતો એક મસાલાવાળાને અને ચાર પઈસા રોકડા લઈ લેતો. રે'તા હશે રોજના બેએક હજાર છાપાં. મને ગાડીમાં મોકલવા માંડ્યો તે હું તો એક હાથે ઘંટ વગાડ્યા કરૂંને બીજે હાથે છાપાં વે'ચું. નાનાં છોકરાંને તો કદી ન આપું. આમાં એક દા'ડો ગાડીવાળો મને કે' લાવને હવે વે'ચ્યા છાપાં. બે પઈસા આપું. મેં કીધું ના. એટલે એણે લેવા માંડ્યો મા'રા ઉધડો. મને કે' તને બેદાનમેદાન કરી

૧ નાટક કંપનીમાં નોકરો માટે રસોડું ચાલે છે. ત્યાં જમનારને સવારમાં ચા અને સવારસાંજ ખાવાનું અપાય છે. નામ પાડવામાં હોંશિયાર નાટકના માણસો સવારની દમ વિનાની ચાને 'મક્કાનો હાંડો' કહે છે. એનું ઉદ્ગમસ્થાન તો ખબર નથી.

નાખીશ. કંઇક જોઇ લીધા તારા જેવા. હું ત્યારે તો કંઇ ના બોલ્યો પણ સાંજે ગાડી થેટરે પાછી આવી ત્યારે છાનોમાનો ગયો મનીજર પાસે ને કઈ દીધી બધી વાત. મનીજર વાત સાંભળી રહ્યા ને ઘડીભર તો કશું ન બોલ્યા. મને થયું આ તો ઉલ્ટો ગાડીવાળાને દુશ્મન બનાવ્યો. પણ ત્યાં તો મનીજરે ઘાંટો પાડીને નથ્થુ સીનેરીવાળાને ગાડીવાળાને બોલાવવા મોકલ્યો. અને ગાડીવાળો આવ્યો એટલે ત્યાંને ત્યાં નોકરીમાંથી કાઢી મૂક્યો. જતાંજતાં ગાડીવાળો મને ચાર ચોપડાવતો ગયો પણ મનીજર એ સાંભળી ગયા અને પછી તો ગાડીવાળાને એવી દાટી દીધી, એવી દાટી દીધી કે ન પૂછોને વાત. બસ તે દા'ડાથી મારો પગાર મંડાયો.

મોટો થયો ને મારું કામ વધવા માંડ્યું. શહેરના ચારે ખૂણે બોડ× ઝટકે તે લઈ જવા લાવવાનું પણ મને સોંપાયું. અને આગળ વધીને પછી આ ભીંતે છાપાં ચોઢવાનુંય. કંપની બારગામ જવાની હોય તોય સૌથી પે'લાં તો મારે જ જવાનું. હા. બધાય ગામ જોઈ આવ્યો છું કંપની સાથે. બધાય ગામની સડકો ને ભીંતો રંગી કાઢી છે મેં.

હા ને વચમાંની વાત કે'વાનું તો હું ભૂલી જ જાત. અમારા મનીજરનો સભાવ ખૂબ તેજ. હંટર વિના તો વાત જ ન કરે. આ તો હમણાં બધું બહુ સુધરી ગયું, નહીંતર પહેલાં તો બાપરે બાપ! કંપનીમાં નોકરી કરવી એટલે તો પૂરેપૂરા ભોગ જ સમજવા. મનીજરની રજા વિના તો ખેલ જોવાનો મુશ્કેલ. અને ખેલ તો જોયા વિના કેમ ચાલે? એટલે હું તો પે'લી ઘંટડી થાય ને માંચડે+

× નાટકના જાહેરખબરનાં પાટીઆં.

+ જ્યાંથી પરદા ખેંચાય છે તે, રંગમંચથી પચાસેક ફુટ ઊંચો.

જઈને બેસું ને ત્યાંથી ખેલ જોઉં. એવી તો મઝા આવે! એવી તો મઝા આવે! ઘડીભર તો મન થઈ આવે કે આપણેય એક્ટરી કરી હોય તો! એકેએક ખેલ મને તો મોંએ. કો'તો બોલી જાઉં. કોઈ ન જોતું હોય ત્યારે અમારા ખેલના સીનના સીન ગાયનભાષણ સાથે હું ભજવી લેતો. આવામાં અમારો નવો ખેલ પડવાનો હતો. શું સીનસીનરી અને ડરેસ બનાવ્યા'તા! તબીઅત હલી જાય એવું કામ હતું. અને એમાંય દરબારનો સીન! એવું હતું કે સ્ટેજની વચ્ચોવચ્ચ એક મોટી સીડી ગોઠવાતી અને એને પગથીએ પગથીએ એક એક સિપાઈ ભાલો પકડીને ઊભો રહે એવી ગોઠવણ હતી. ગરાન રેસલને દા'ડે હું ભાનીસાનો માંચડે ચડવા જતો'તો ત્યાં પાછળથી બૂમ પડી. મનીજર કે' જા તું ડરેસ રૂમમાં. ડરેસ પે'રી લે. મને પે'લાં તો કશીય સમજણ ન પડી પણ કહ્યા મુજબ ડરેસ રૂમમાં ગયો. તો ત્યાં તો અમારા બે મા'રાજો, ત્રણ સીનરીવાળા, લારીવાળો એ બધાય ડરેસ પે'રીને ઊભા'તા. મા'રે મોંયે કેંક પેન્ટ લગાડ્યો. કાળી કાળી મૂછો કરી અને ડરેસ પે'રવા દીધું. ડરેસ પે'રીને જ્યાં મેં સામે પડ્યો'તો તે આયનામાં જોયું ત્યારે પે'લાપે'લ તો હું મારી જાતને ઓળખી ન શક્યો. પછી તો સીન આવ્યો અને હું ભાલો ઝાલીને પગથીએ ઊભો રહ્યો. આખો સીન ચાલ્યો ત્યાં લગી ઊભાજ રહેવાનું હતું. અને રેસલમાં કાંક ભૂલ પડી એટલે સીન બે વાર ભજવાયો. અમારે તો ઊભાજ રે'વાનું હતું પણ મને તો એવી મઝા પડી! એવી મઝા પડી! ખેલની પે'લી નાઇટ આવી. રૂપાળથી બની ઠની ડરેસ પેરી હું પગથીએ ઊભો રહ્યો. આ હા હા. શું ઓડીઅન્સ હતું! ચીક્કાર! અરે પેલી થડ ક્લાસની પતરાની કેંચીઓ પર પણ માણસ બેઠેલા.

પણ જવા દો એ બધું. એક્ટરી કરવાના મારા કોડ

નકામના હતા. પેલા દાળભાત ખાનારા ભાલાઝાલુઓ મને કે'તા તમે એક્ટરી કરશો ત્યારે અમે શું કરીશું? છાપાં વેંચીશું? મને સમજાતુંજ નહીં કે હું શું કમ હતો કે હું એક્ટરી ના કરી શકું? તરગાળો ન'તો માટે? પણ તમને મારે શા સારૂ એ બધો ઊભરો ઠાલવી તમને હેરાન કરવા? લાંબી ને ટૂંકી વાત એટલી કે હું હતો ત્યાં ને ત્યાં રહ્યો. બરાબર પાંચ વરસ સુધી છ રૂપીયા પગાર ખાધો. સો રૂપીઆ ગાંઠે થયા ને શાદી કરી. તગદિર પ્રમાણે બૈરું તો સારૂં મળેલું અને શાદી પણ ઠાઠથી કરી'તી. બધા આવ્યા'તા. ચાંદલોએ ઠીક મળ્યો. પણ પંદર દા'ડામાં શાદીની રજા જતી રહી. છ રૂપરડીમાં તે મારે ઘર શી રીતે ચલાવવું? એટલે મેં કરી તરકીબ. મેં કંપનીને રસોડે ખાવા માંડ્યું અને એ ઘેર રોટલા ટીપી ખાય.

દરમિયાન ઘણું બધું બનતું હતું. કંપની બે વાર તૂટી ગઈ. ત્રણવાર પંદર દા'ડામાં જ ઊભી થઈ. પાંચવાર મેં નોકરી છોડી. બધીયવાર ચાર દા'ડામાં પાછો કામે લાગી ગયો. ભલા હતા અમારા શેઠ કે જેહને કગરી પડીએ એટલે પાછા રાખીજ લે. હા. એમનો મિજાજ જાય ત્યારે કોઈનાય નહીં. બાપરે. એમની બીક ભારે. ભલભલા એના નામથી થથરી ઊઠે. મોંનો તો હતો શેઠનો પણ હૈયું હતું સાબુત.

આડી વાતે ગયા વિના જ મારી હકીકત કહું. બે દા'ડા તાવ આવ્યો ને બૈરું મરી ગયું. આઠ મહિનાની છોકરીને મારે એની નાની પાસે મૂકી આવવી પડી. મનને મારીને કામમાં લાગી જતો. નવો ખેલ આવતો'તો અને ઠેઠ વડોદરા લગી છાપાં ચોડવા જવાનું હતું. શેઠને થોડું જ કે'વાય છે કે હમણાં મને ના મોકલો? અને એમના આગળ પોલ પણ ન ચાલે. ગામે ગામે એમના

દોસ્ત તે ખબર આપી જ દે. એટલે લોકની ભીંત બગાડવા નીકળી પડયા આપણે. પણ દિલ તો હતું જ નહીં એમ કહું તો ચાલે.

હા, અને હવે તો એ વાતને ય વરસો વીતી ગયા. બધુંય ગયું. રહી ગયાં છે આ સીડી બાલદી અને કુચડો. ગામની ભીંતો સલામત છે ત્યાં લગી અમેએ એ રોટી મેળવી લેશું.



જાણે કોક જાદુગરે આંજી દીધા હોય તેમ નાના મોટા, ભણેલા અભણ, શ્રદ્ધાવાન અને અનિશ્ચિંતક, સહુ પ્રેક્ષકો આશ્ચર્ય-ચકિત થઈ પલટાતી જતી દશ્યાવલિ જોઈ જ રહે છે. એમને લાગે છે: સાચે જ કોક લોકોત્તરતા—સામાન્ય મનુષ્યમાં ન જણાય એવી કોક સિદ્ધિ—આ કંપનીવાળા પાસે છે, નહીં તો આવું ન ઘટાવી શકાય એવું દશ્ય પરિવર્તન (સીન ટ્રાન્સફર) કેમ થઈ શકે ? જંગલનાં ઝાડીઓમાંથી સ્ફટિક સ્તંભ ? પત્થરના ઢગમાંથી સિંહાસન ? કેમ બને આ ?

બહુ ઓછા પ્રેક્ષકો જાણે છે કે આનું લગભગ બધુંય શ્રેય જાય છે એક માણસને. કદાચ આનું નામ તમને છાપામાં તો શું પણ ઘણીવાર તો કંપનીના પગારપત્રકમાંય જોવાનું નહીં મળે. એનું તાંત્રિક નામ છે સીનેરીવાળો. એનું કામ સ્ટેજ સાફ કરવાથી માંડીને સીન વખતનું બીઝનેસ ગોઠવવા લગીનું છે. પડદા પાડવા ઉપાડવા, ફલાટ વાસવા ઊઘાડવા, વિંગ ઠેલવી ખેંચવી, સહુ એનો કાર્યપ્રદેશ છે. દુષ્યન્ત અને શકુન્તલાના પ્રથમ મિલનનું કારણ બનનાર કાળો ભ્રમર પણ આનો જ ખેંચ્યો નાચે છે. રોહિતને ડસનારો સાપ પણ આનો જ નચાવ્યો ડંસે છે. રીવોલ્વરના

વધી ગએલા ઉપયોગના જમાના પહેલાં ખૂન પણ આના જ પોટાસ ગંધકની નળીના ભડાકે થતાં.

નાટકને દિવસે સવારથી જ એનું કામ શરૂ થાય છે. ફ્લાટના ટુકડા હાર ફેર કરવા, પડદા બરાબર કરવા, ઝાલર 'ફિટ' કરવી, બીઝનેસની વસ્તુઓ વિંગના ગાળામાં મૂકી રાખવી એ સહુ કામ એને કરવાનું હોય છે. મિસ્ત્રી તો કોક ખૂણે બેઠા બેઠા બીડી ફૂંકતા વટ હુકમો કાઢયા કરતા હોય છે. સાંજ પડે પહેલોસીન ગોઠવીને જ એ આરામ લે છે. ઘંટી પર ઘંટી વાગે છે અને નાટક શરૂ થાય છે અને એનું આખોય વખત ખડે પગે ફરવાનું કામ શરૂ થાય છે. નાનકડી ટોકરી વાગે કે બત્તી ઝબુકી જાય એટલે માંચડેથી એ પડદા ખેંચે છે. આગળના પડદા પાછળ એ સીન ગોઠવે છે. કલ્પનામાં પણ ન આવે એટલી ઝડપથી આ બધું થાય છે. ધીરા અવાજે—પડદા બહાર પ્રેક્ષકો સુધી ન જ પહોંચવો જોઇએ એવા અવાજે વાત કરવામાં તો નાટકના સહુ માણસોને કુશળતા મેળવી લેવી જ પડે છે. સીનરીવાળાને પણ અનુભવથી એ તાલીમ મળી જ રહે છે પણ એ વાતચીત કરતાં કરતાં પણ ત્હમને પાંચ સાત મિનીટમાં સ્વર્ગથી પાતાળ કે લંડનથી પેકીંગ સુધીની મુસાફરી—ત્હમારી જગામાંથી જરાકે હાલ્યા ચાલ્યા વિના—કરાવનાર એ સીનેરીવાળો જ છે.

રખે કોક માને કે આના નસીબે આટલી જ હાડમારી છે. કરેલા, ન કરેલા, બીજાએ કરેલા ગૂન્હાનો ઓળીઓધોળીઓ એના માથે આવી જ જાય છે. હલકું લોહી હવાલદારનું તો હવે નહીં રહ્યું હોય કારણ કે એનાથી ય નીચે અમલદારીના પગથીઆં છે. પણ નાટકમાં હલકું લોહી સીનેરીવાળાનું જ છે. જે વાત પર એનો કાબુ ન હોય એવી વાત માટે પણ સાંભળવાનું એને જ

આવે છે. બહારવાળા, અંદરવાળા, એક્ટર, મેનેજર, બધા એની કાનપટ્ટી પકડવા તૈયાર રહે છે.

અને આટલું બાકી હોય તેમ એની ખરી સજા તો પ્રેક્ષકો રીઝે ત્યારે આવે છે. ગાયન પર આફ્રિન થઈ પ્રેક્ષકો વન્સમોર પર વન્સમોર લે છે. જે કોઈ નિયામક હોય તે પ્રેક્ષકોને ઉત્તેજવા કે માની જવાનો આગ્રહ કરવા પડદો પડાવે છે. વન્સમોર ન મળ્યાથી હક્ક લૂંટાયો માની પ્રેક્ષકો ચીચીઆરી પાડી ઊઠે છે. ફરી પડદો ઊપડે છે, તબલચી અકલાતુન હાથે ઠેકા મારે છે અને પાત્રો આનંદતા પ્રવેશે છે. પ્રેક્ષકો પરમ ધન્યતા અનુભવે છે. પ્રેક્ષક–નિયામકનું દ્વંદ્વ ચાલ્યા જ કરે છે અને સહન કરે છે ઉપર માંચડે બેસતો ફિલસુફની જેમ જીવન–નાટકને ઊંચે આભલેથી જોતો સીનરીવાળો! સીટી કે ટોકરી વાગે કે બત્તી થાય ત્યારે એને તો મૂંગે મૂંગે પડદો ઉપાડવાનો પાડવાનો હોય છે. દોઢ બે મિનીટ ચાલતું ગીત એને તો શાપ જેવું થઈ પડે છે. હા પણ નાટક છે શા માટે? પ્રેક્ષકો આવે છે શા સારૂ? અને ભલા'દમી તને પગાર (જો મળતો હોય તો) મળે છે શા સારૂ?



દીવાની આ દુનિયામાં જો કોઈનેય દીવો લઈને ખોળવા જેવો માણસ હોય તો તે નાટકનો સાહિદ છે. તરગાળાઓની પોતાની એક અપભ્રંશ ભાષા—જેને એ લોક પારસી કહે છે–માં એનો પર્યાય છે 'રૂએ', બક્કાલ વાણિયો. આ 'રૂએ' એ લગભગ સોએ નવાણું વાર દયાને પાત્ર પ્રાણી હોય છે. રખે આને કોઈ સમાજવાદનો દ્રોહ માને. પૂરેપૂરૂં સ્થિતિનું જ્ઞાન જેને થશે એને એમાં ઈશ્વરી સંકેત કે કરણી પાર ઉતરણી જેવા સહજઉકેલ પરિસ્થિતિ નહીં પણ ગૂઢ અને પ્રચ્છન્ન હોવાથી પરિસીમાએ પહોંચતી કરુણતાજ જણાશે. ન જાણે કેમ દુનિયાભરમાં એવા કમ

દાખલા મળે છે જ્યાં નાટકનો માલિક ( અને એનીજ પરિભાષિત રૂપે આખાએ પ્રદર્શન વ્યાપાર Show business ને માટે પણ એમજ કહેવાય છે ) સુખમાં કે સંપત્તિમાં મૃત્યુ પામ્યો હોય. અપવાદો મળશે પણ તે તર્કને વધુ પુરવાર કરતા. નાટકના માલિકનું જીવનજ આખું એક ભયંકર સંઘર્ષ બને છે અને મોટે ભાગે તો એનો અંત કરૂણજ હોય છે.

જુદા જુદા થરમાંથી નાટકના આ માલિકો આવે છે. નાટક સાથેનો કોક પરાપૂર્વનો સંબંધ, નાટકના કોઈ અંગભૂત માણસોનો પરિચય, નાટકના એ દીવાઓનું અજબ આકર્ષણ, પોતાના વિશેના કોક ધૂની ખ્યાલ, કોકનો સહારો, કોકના શોખની પૂર્તિ, વગેરે વ્યવહારૂ, માનસિક, અથવા ઘણીવાર કહેવામાં આવે છે એવા આદર્શ અને આધ્યાત્મિક કારણોને લઈને આ 'જનસેવકો' આ દુનિયામાં આવે છે. થોડાકજ પોતાની પદરની મૂડી લઈને આવે છે. દીવાશોખી પરવાના અને આપદ સમયના સાથીઓને સહારે એ ઝૂકાવે છે. આજ તો નહીં પણ થોડા વર્ષ પહેલાં એ જમાનો હતો કે સવારના પહોરમાં કોક જૂની નાટક કંપનીના માલિકને દાતણ વખતે સમાચાર મળતા કે એને ત્યાંના આટ આટલા 'એક્ટરો' નાસી ગયા છે અને નવી કોક કંપનીમાં જોડાયા છે. આવા 'અપહરણ'ના કિસ્સાઓથી નવી નાટક કંપનીની શરૂઆત થતી. માલિક તરીકે ગઈ કાલ લગી લગભગ અજાણ્યા એવા કોક શેઠ છે. અને કતોલતી છે નાટક કંપનીની કોઈ જાણીતી મૂર્તિ. આવાં થતાં હતાં નાટક કંપનીનાં શ્રી ગણેશ !

વ્યુહ રચનામાં પહેલો છાપો એ અગત્યનો ગણાય કે નહિ તે તો ખબર નથી પણ નાટકની આલમમાં પહેલો છાપો—એટલે કે પહેલું નાટક—એ બહુ અગત્યની વસ્તુ છે. બધું નવું, બધું આંજી દે

એવું, બધું વાહવાહ માંગી લે એવું, આવતું જાય છે. કંપનીને રસોડે ત્રણ ત્રણવાર દાળભાત ઓરાય એટલી જંગી ફોજ ઉમટે છે. ખર્ચામાં લાખે નહિ તો હજારે તો લેખાં બોલાય જ છે—લખાય પણ છે. કાફલા પર કાફલા ઊપડે છે: કોક, આજે જેને બાલનટનું ભભકભર્યું નામ મળ્યું છે, એ છોકરાંઓની શોધમાં જાય છે. કોક હાલિકાની છાપવાળા જુદી જુદી કંપનીઓમાં નોકરી કરતા નટોને ફોડવા ઊપડે છે. વળી કોક દોડે છે કોક ટંકશાળી નીવડેલા કવિરાજ પાસે. સહુ દોડે છે: નાટકના માલિક દોડે છે, સમય પણ દોડે છે, અને સહુથી વધુ ઝડપે ધન દોડે છે.

અને આખરે એ દિન આવી પહોંચે છે. પોટાશગંધકના ભડાકા સાથે, ગીતનો એક શબ્દ પણ ન સંભળાય એવા તબલાના ઠેકા સાથે, આભલે અડતી આશાઓ સાથે, 'ડ્રોપ' ઊપડે છે. કલાના કદરદાન આશ્રયદાતા ધન્યતા અનુભવે છે. નટ અને જો હોય તો નટી, બધી આવડત નીચોવી દેવા કમર કસે છે. સહુ આપસમાં મસ્ત છે. વ્યગ્ર છે માત્ર નાટકના માલિક. એનું ચાલે તો એ, એક એક પ્રેક્ષક પાસેના પ્રેક્ષક સાથે કરેલી વાતચીત સાંભળે, દલીલ કરે, પોતાની જહેમતના ખ્યાલ આપે, ખૂબી સમજાવે. હા પણ સહુથી પહેલાં તો તમારી પાસેથી એ સાંભળવા ઇચ્છે નાટકની ભુરિ ભુરિ પ્રશંસા. તમારા હાથની એક એક તાલી એને મન સંતોષના એક એક શ્વાસ છે. તમારું એક એક સ્મિત એને માટે ધન્યતાનો અનુભવ છે. તમારો ખિલખિલાટ એનો પરમાનંદ છે. અને જોજો એને નિરાશ ન કરતા. તમારા તો ટિકીટના પૈસા જશે, એનો તો ભર્યો ઘીનો ઘાડવો જશે. પહેલા અંક બહાર નીકળતા પ્રેક્ષકોના ચહેરા પરથી નાટકની સફળતાને માપવા મથતો ઓરકેસ્ટ્રા કે એવા કોક વર્ગના દરવાજે ઊભો રહેતો માલિક કોનો

કોઈ કવિતાનું પાત્ર છે કે કાં તો કોક ચિતારાનો આદર્શ. તીવ્રતા, ઉત્કંઠા, અને સહાનુભૂતિની યાચના: સહુ, રંગ અને રેખાની કોક અનેરી જમાવટ એને ચહેરે કરે છે.

પહેલા અંકે જ નાટકની હવા જામે છે. હરિફ કંપનીઓને કપાળે ચઢે છે એવો કાનસોરિયો પ્રચાર, 'કાંઈ દમ નથી', ત્યારે જ ગૂંજે છે. અને 'અવલ છે' 'વસ્તુ છે' 'નંબરવન' એવા શબ્દો પણ ત્યારે જ સંભળાય છે. પહેલી રાત પૂરી થાય છે અને સંતોષ અને વિશાદના અજબ મિશ્રણ જેવો ભાર પોપચાં પર લઈ માલિક ઊંઘે છે.

બીજા દિવસથી નાટકનું જીવન શરૂ થાય છે. જો નાટક પાસ થયું તો સહુ આપસમાં મસ્ત, પોતાથી જ આ સંસ્થા ટકશે એવો વ્યાજબી ફાંકો લઈ ફરે છે. 'અપહરણ' ની વાતો હવાને ભરી દે છે. નાકદરદાનીની ફરિયાદ પણ કાને અથડાવી શરૂ થાય છે. આડી રાતમાં જ ઘણાને પોતામાં વસેલી મહત્તાનું ભાન થાય છે અને માલિકને એ મહત્તાનાં મૂલનું પૂરેપૂરું જ્ઞાન કરાવવા શક્ય સહુ પ્રયાસો, રૂસણાથી માંડીને ગેરહાજરી લગીનાં અજમાવવામાં આવે છે. સહુ મગન થાય છે. થોડાક નારાજ થાય છે. બિચારા માલિકને રાજીપાનાં તેમજ નારાજગીનાં દામ ચૂકવવાનું જ કામ કરવું પડે છે.

અને જો કમનસીબે નાટક નાપાસ થાય તો? તો હોંશેહોંશે ઉધાર ધીરનાર મોદી, કાપડિયા, સીલિંગવાળા, લાઇટવાળા, અને ઠેઠ સરપાગુવાળા લગીનાં માણસો ઉદ્દિસમને રણછોડજીના મંદિરે કે ભદ્રકાળીએ જતા હોય એમ સવાર સાંજ 'દર્શને' આવી જાય છે. લૌકિક વાતો પછી થવા માંડે છે

પૂછપરછ બીજે પગથીએ આવે છે ઉઘરાણી; ત્રીજે તકાદો અને છેલ્લે રજીસ્ટર્ડ નોટિસ.

સામે છે બિચારો એક જીવ—માલિક. શોખીન આશ્રયદાતાના શોખ ને કદાચ સાધન અત્યાર લગીમાં ઊકલી ગયાં હોય છે. અને કેરીગાળા વિના તો કોયલે આંબલે નથી બેસતી. માલિકને પાછી કરવાની હોય છે કોક નવા શોખીનની શોધ કે કરવાનો હોય છે જૂના આશ્રયદાતાને વધુ નીચોવવાનો પ્રયત્ન. હા, જાંગડ વસ્તુ વેચી દઈ ત્રણ ટકાનો ટોટો વહોરી લઈને પણ નાણાં રોકડા થઈ શકે છે. અને હુંડી તો નેવુ દહાડે આવે છેને ! આમને આમ મઝધાર નાવ ચાલે છે. દહાડે ફિકર અને રાતે અમાર જેવા માલિકની જીંદગી, લેણદારોને પતાવવામાં, નાણાંની જોગવાઈ કરવામાં, કામદારોને પટાવવામાં વીતે છે. અલ્લાની પાઘડી મલ્લાને માથે ચઢે અને મલ્લા ઊઘાડે માથે પણ રહી જાય એવા પણ પ્રસંગ બને છે. નટોને હાથ પર રાખી, પ્રેક્ષકોને રીઝવવા પ્રયત્ન કરતો, કયામતના દિનને આગળને આગળ ઠેલતો માલિક ખરે જ એક કરૂણપાત્ર છે.

હા કયારેક માલિકમાં પણ શોખીન જીવડો સળવળતો હોય છે અને આમાંના થોડાક પાસે પહોળા મોંની થેલીઓ પણ નીકળે છે. પોતાના પૈસે શોખ પૂરો કરવા નીકળેલા માલિકની પહેલી નજર દિગ્દર્શક થવા પર જાય છે. અને એથી આગળ વધીને નાટકકાર થવામાં. પાત્રતા જોનાર કોણ હોય તે એમને વારે ? અને પરિણામે પ્રેક્ષકો પર ભયંકર અત્યાચાર જેવાં નાટકો પણ રંગમંચ પર ભજવાય છે.

આ શોખ—માંકડું ગોપીચંદન હોય કે પછી પારકી લેખણે ચોપડો

ચીતરવાનો હોય—જુજવાં રૂપ ધારણ કરે છે. ક્યારેક પ્રેક્ષકો 'વન્સમોર' 'વન્સમોર'ની બૂમ પાડે ત્યારે પેટીવાળાને પોતે વિંગમાંથી ઊભા ઊભા રેશમી રૂમાલ હલાવી ઇશારત ન કરે ત્યાં લગી ફરીથી ગાયન વગાડવાની મનાઇ હોય છે. ક્યાંક કોક નટના ઇશારે નાચવામાં જ શોખ સંતાયેલો હોય છે. પણ એ પડદા શા સારૂ ઉકેલવા જોઇએ? દલીલ ખાતર માની લઈએ કે એ તો પોતાના શોખ ખાતર આ કરે રાખે છે. તો પણ એમાં ખૂંપી જઈ જેણે એ દીવડાને ઝગઝગતો રાખવાની કોશીશ કરી છે. અને એમાં ફનાગીરીને આવકારી છે, અપનાવી છે, એ આદરનો અધિકારી નથી?



લાંબો ડગલો, ગળામાં ચોગઠો પાડ્યો હોય એમ અથવા તમને ગમે તો વલોણે આંટો પાડેલી રાશ જેમ રાખેલી શાલ, હાથમાં લાકડી અને બગલમાં 'બાણીઓ': નાટકશાળામાં કોક આવું ભેટી જાય તો માનજો કે આ વિભૂતિ એ કવિરાજ છે, અને બગલમાં પેલો 'બાણીઓ' કહ્યો તે છે કોક અતિ અદ્ભુત, નાટકના મુસદ્દાગર. હા શેક્સપીઅર, કાલિદાસ, મોલીઅર, અને મુલાણી એ બધાને ઝૂક કરી દે એવું નાટક! નમાલું તો એ લખતા જ નથી. કલમ ન લાજે તો તો?

પણ બિચારા જીવ રહે છે અતિવ્યગ્ર. નાયક નાયિકાને રાજી રાખવાં જ જોઈએ. પણ તે ઉપરાન્તના કુશળ નટ છે એમને પણ પાત્ર-સરસ દીપી ઊઠે એવાં સજાવા જોઈએ. કોમિક પણ અચ્છું જોઈએ. મૂળ નવના થોકા એકચારીએ રસ એમને બિચારા જીવને નાટકમાં લાવવાના.

એનો અમને વસવસો નથી. જોઈએ અને જરૂરી હોય તે ઉપરાન્તની આત્મશ્રદ્ધા એમને છે. મૂળ સવાલ તો આ નાટક

કંપનીના માલિકો આમને કેટલી છૂટ આપે છે એનો છે. પેલે દિવસે એમનો સરસમાં સરસ શૃંગારનો એક પ્રવેશ બે મિનીટમાં નાપાસ કરી દીધો. કહી દીધું:

'એવું નહીં કવિરાજ. એવડું સિનેમામાં આવે છે ને એવું ચોગઠું બેસાડો કાંઇ.'

આમને શી રીતે સમજાવવું સારું શું ને ખરાબ શું તે? અને વાત તો એમ છે કે ભાગે કે કોઇ પ્રયત્ન કરે તોયે એમના ધ્યાનમાં ઉતરે એવું પોતું એમનું ધ્યાન જ નથી. માટે અત્યારે તો પેલી જૂની કહેવતો જ યાદ કરો. સો વરસનો સુથાર અને દસ વરસનો ઘરાગી. ધણીને ગમ્યું તે ઢાંકણીમાં, પાડોશીને ગમ્યું તે આરસીમાં.

મનને મારી, હૈયાને ભગવું કરી, કવિરાજે ચીતરી કાઢ્યો એક પ્રવેશ. કુંવરી ના'તી'તી. અરરર પણ આ કેમ કરીને આવે રંગમંચ પર? પેલો ગોપીચંદ ના'તો હોય ને તો બતાવી શકાય. પણ કુંવરી? આ કેવી રીતે બને? બસ જ્યાં લગી નટીઓ નાટકમાં નહીં લાવી શકાય ત્યાં લગી નાટકનો કાંઈ ઉકાળો વળવાનો નથી. પણ નટીઓ ન આવે ત્યાંલગી કાંઇ નાટક લખ્યા વિના રહેવાશે? માટે એમ કરો. આપણે તો નાયક નાયિકાની 'સગી દૃષ્ટોદૃષ્ટ' જ કરાવવી છે ને? હાંઉં. એમાં શું મોટી વાત છે! અને નાયક નાયિકા મળ્યાં અને ચાલવું જોઈએ એમ ચાલ્યું.

કવિરાજનો ઇતિહાસ જાણવા જેવો છે. કલમબાજ બન્યા પહેલાં આમણે જાતજાતના કીમિયા અજમાવ્યા હતા. કરીઆણાંથી માંડી કંપનીના કોઠારી બનવા લગીના ધંધા એમણે હાથમાં લીધા હતા. અક્ષર જરા સારા એટલે શેઠે એમને પાઠ લખવાનું કામ પણ

સોંપેલું. અહીં જ એમને એમનામાં રહેલી શક્તિનું પ્રથમ ભાન થયું અને એમણે પહેલો હાથ અજમાવ્યો.

નાટક લખ્યું તો ખરું પણ એ ભજવે કોણ? કવિરાજને હવે ખરી મૂંઝવણ થઈ. માંડ મહેનત કરી બધું ભેગું કર્યું ત્યાં તો આખુંએ ઘડ્યું સોનું ધૂળ મળતું જણાયું. કાંક ઇલાજ શોધવો જ જોઇએ. એમની સહજ સામાન્ય બુદ્ધિએ એમને ઉકેલ બતાવ્યો. એમણે ગોધા નાયકને હાથ કરવાની પેરવી કરવા માંડી.

ગોધા નાયક જાણવાજોગ વ્યક્તિ હતા. પાંચછએક વર્ષના હશે ત્યારે ઉત્તર ગુજરાતના એમના ગામથી આવી ચઢેલા ટોળામાં. કુદરતી કંઠ મધુર હતો અને એમાં કંપનીમાં મહેનત લેવાઈ એટલે બેચાર વર્ષમાં જ એમની આબરૂ જામી. પછી તો કુંવરી પાઠ, કુંવર પાઠ વગેરે પગથીઆં ચઢવા જ મંડ્યા. અત્યારે એ ઓળખાતા હતા ડાયરેક્ટરના નામે. આ ગોધા નાયકને કવિરાજે સાધવા માંડ્યા. ગોધા નાયકની તહેનાતમાં કવિરાજ હાજર રહે. ચા સિગારેટથી ગોધા નાયકને રીઝવવા પણ માંડેલા. અને એક દિવસ ગોધા નાયકને ગેલમાં જોઈ વાત કરી.

"નાયક, નાટક લખ્યું છે."

"તહમે, કોઠારી?" હજુ આ કોઠારી નામ ભૂંસાયું નહતું.

"તહમે જુવો તો ખરા નાયક. તમ જેવાને હાથ પડે તો નાટક તો જેનું નામ છે."

અને ચાના ઘણ અને સિગારેટના હથોડાથી નાયકના માથામાં એ વસ્તુ ઘૂસી. નવા નાટકની જ્યાં વાતો ઘોળાવા લાગી કે તરત જ નાયકે કવિરાજનું નાટક આગળ ધર્યું. અને નાયક જમાનો ખાધો હતો એટલે કોઠારીનું નામ આગળ ન કર્યું.

"તમને ગમતું હોય તો રાખીએ." માલિક મહાશયે તો નાયકને માથે જવાબદારી નાખી.

"ના, પણ તમેય જોઈ લ્યો. પછી બીજી વાત."

આમ એકમેકને ખૂબ સમજી ગએલા માણસો વચ્ચે નાટકની વાત આગળ ચાલી અને છેક છેલ્લે જતાં વાત જાહેર થઈ કે નાટક કોઠારીનું હતું. તે દહાડાથી કોઠારી કવિરાજ બન્યા.

અને કવિરાજની પાંચે ઘીમાં હશે તે નાટક લોકને ગમ્યું. કવિરાજના ભાવ વધ્યા. પણ કવિરાજે જ્યારે પહેલા નાટકની આવક બાજુ જોવા નજર કરી તો સો દોકડાની બાદ દેખાઈ. જે મળ્યા હતા તે તો નાયક લઈ ગયા હતા. ઉપરથી પેલા ચા–સિગારેટના બિલ તો ચાલુ પગારમાંથી ગયાં હતાં. અને બીજી આદત એ થઈ કે કવિરાજથી ફરીથી કોઠારી ન થવાયું.

પણ ગોધા નાયકનેય જરા કવિરાજનો હેવા થઈ ગયો એટલે એમનાં જ નાટક લેવાવાં લાગ્યાં. અને પેલા ચા–સિગારેટના ખર્ચા કાંઈ જેમનાં તેમ માથે ન પડ્યાં. અને હવે તો બીજી કંપનીઓ વાળા પણ કવિરાજની કોટડીએ આંટા દેવા માંડ્યા. કોઠારીમાંથી કવિરાજ બનેલા જીવની આસપાસ નવા જીવનની જંજાળ અને રંગભૂમિ સજ્જડ વીંટળાઈ વળ્યા.

એમણે વાંચવાનો પ્રમાણિક પ્રયત્ન કર્યો: સમજવાનો અર્થીએ વિશેષ. કાંઈ જુવે, કશું વાંચે એટલે પરભાર્યો એને કોક પ્રવેશમાં ગોઠવે. છાપું વાંચે અને એમાં કાંક નવી રીતે ખૂન થએલું વાંચે તો એ પ્રયોગ નાટકમાં જકડાયો જ સમજવો. વિદેશી બોલપટમાં કાંક નવું દેખ્યું એટલે ઝડપ્યું જ છે ને નાટકમાં.

આમ વીસ વીસ નાટક લખી કવિરાજને છેવટે કંટાળો આવવા લાગ્યો. રોજ એમને થતું: આતું ઉત્તમ સાહિત્ય વેડફાઈ જાય છે. આથી તો આને વધારે ન્યાય મળવો જોઈએ. એમને વધુ સાલતી વસ્તુ તો પેલા કહેવાતા સંસ્કારી લોકોએ એમની અને એમના નાટકોની કરેલી ઉપેક્ષા હતી. આ લોકોને કેમ કરીને સમજાવવું કે ના, આ વસ્તુમાં પણ કાંઈક છે!

કવિરાજ માથું ખણે રાખતા. આ બાજુ તો આ ચરખો ચાલેજ જતો. એની એજ શાંડા પડતી. એનો એજ અર્થ વિનાનો કાળો બોકાહો થતો. ઘણા બધા રાચતા. કંઈક નારાજ થતા. પણ એ ઘટમાળ અવિરત ચાલ્યા જ કરતી.

દિવસ ઉપર દિવસ જતા અને કવિરાજને એમની નિરાધારી વધુ અને વધુ ડંખ દેતી. એમની ભલમનસાઈનો લાભ લઈ નાટકના માલિકો એમના સારામાં સારા ભાગ સાથે વધુ અને વધુ ચેડાં કરવાં લાગ્યાં. નાટકના પાત્રોને અન્યાય થતો. પેલા સિંહ-નાદીઓ એમને હમ્મેશા હરેક નાટકમાં પોતાનો પ્રવેશ પિસ્તોલના બાર સાથે કરાવવા આગ્રહ ધરતા. કુંવરી પાઠવાળો હમણાં તો જરા શેઠનો માનીતો છે એટલે એને કાંઈ નારાજ કરાય છે? અને કોમિકવાળા તો આખા નાટકને ખેંચે છે, કાળી મજૂરી કરે છે માટે એમને માટે તો પૂરૂં ક્ષેત્ર જોઈએ.

આમ કવિરાજ રોજ ફેંદાતા. પેલા કહેવતના લાડકા જેમ શિયાળ સીમ ભણી ખેંચતાં અને કૂતરાં ગામ ભણી.

અને કવિરાજે માથું ધૂણાવી એક દિવસ રૂદ્રસ્વરૂપ ધારણ કર્યું.

"નાટક તો હું લખવાનો કે તમે?"

"તમેસ્તો કવિરાજ."

"ત્યારે હું લખું એમ જ ભજવાશે."

"એ વાતમાં શું માલ છે?"

ટૂંકડા સંવાદને અંતે 'તેરે માગન બહોત હય તો મેરે ભૂપ અનેક' કહી કવિરાજ ઘેર આવ્યા. ઊંડે ઊંડે એમને ખાત્રી હતી કે કે હમણાં એ બબુચક શેઠની સાન ઠેકાણે આવશે અને ઘેર તેડું આવશે. અછોવાનાં કરશે, દાઢીએ હાથ દેશે, અને કહેશે કે હવે માની જાઓ કવિરાજ!

દહાડા પછી દહાડા જવા લાગ્યા પણ કવિરાજને ઘેર એ ઉઘરાણીવાળા સિવાય બીજું કોઈ જ ન ઢૂંક્યું. કવિરાજનું દિલ વલોવાતું હતું. શરૂઆતના કેવળ સ્વમાનના સવાલમાં થોડા જ દિવસમાં રોટીનો સવાલ પણ ભળી ગયો. અને એ બેની સાઠમારી કવિરાજને પરેશાન કરતી.

હૈયામાં જાણે સીસું રેડી કવિરાજ એક દિવસ ઘેરથી નીકળ્યા. હમેશના ટૂંકે રસ્તે ન જતાં એમણે લાંબો રસ્તો લીધો. નાટકશાળાના મોરાના પાટિયે આવતાં એમના પગ આપોઆપ થંભી ગયા. પડખાની હોટલમાંથી બેત્રણ એક્ટરો કવિરાજને હોટલમાં લઈ ગયા, મનવર કરી લગભગ ખેંચી ગયા. અને પછી તો ચાલી અલક મલકની વાતો. કોક બીજો કલમબાજ શેઠને હાથ આવી ગયો છે એવા સમાચાર પણ કવિરાજને આમણે આપ્યા.

"કંઈ ભલીવાર નથી એમાં મારા ભાઈ. બધું ય રન્ણભમણ છે." સો વાતની એક વાત સંભળાવી એ લોક ઊઠ્યા અને કવિરાજને આવા વખતમાંએ ૭ આનાનું બિલ ચૂકવવું પડ્યું.

ફુગ્ગામાંથી હવા જતી રહી. મનને મહેનતે માંડ મનાવ્યું હતું પણ ત્યાં તો એ નંદવાઈ ગયું. કવિરાજ ઘેર પાછા આવ્યા.

ખૂણામાં બેસી કવિરાજ સોચતા હતા. ભૂતકાળ કહેતો હતો: તું કેટલો સુખી હતો? વર્તમાન દબડાવતો: કાં કરવી છે સિરજોરી? ભવિષ્ય તો મોટું પ્રશ્નાર્થ ફેંકતું, ડારતું ઊભું હતું.

અને કવિરાજે હૈયું બાળ્યા કરતાં હાથ બાળવાનું પસંદ કર્યું. એમનો સંતોષ એ હતો કે એ લોક લખાવે છે અને પોતે લખે છે. પોતાની પ્રેરણાથી એ નથી લખતા. માટે નબળું લખાય તો એનો અપજશ એમને નહિ. આખરે તો એ ગોરપદું કરતા. આશીર્વાદ કે શાપના અધિકારી તો જજમાન હોય છે. ગોર તો માત્ર દક્ષિણાના જ અધિકારી.

અને પાછું એમનું ગાડું ચાલવા લાગ્યું. પ્રયત્નપૂર્વક એમણે હૈયાને ખીસ્સાના હુકમમાં લપેટી લીધું. હવે એમને નંતી પડી પૈસા સંસ્કારી કહેવાતા લોકની બેતમાની કે નંતી ફિકર પ્રેક્ષકોના નારાજ થવાની. જીવનમાં એક જ મંત્ર હતો. દિનભરનો એક જ જાપ હતો. પૈસા આપે એ હાથ, રાજી થાય એ હૈયું. બાકીનાં બધાંય નકામનાં.

" કવિરાજ આમ થતું જોઈએ. "

" બરાબર. "

" અરે પણ કવિરાજ, તમે તો આ મ્હારો પાઠ બગાડ્યો. હું આવો એક્ટર ને માથે તગારું મૂકી સ્ટેજ પર આવું?"

"તગારું ન ગમે તો પોટલું મૂકજો. લાકડાની ભારી મૂકજો. અરે એમ ને એમ આવજો. લોક તો તમને જોવા આવે છે ને? તમે ભજવો છો તેને નહિ."

" કવિરાજ આવા પર તે કોઈ હસે? "

"જો કોઈ હસશે નહિ તો તે કરુણ રસ ગણાશે. અને તમારે હસાવવા જ હોય તો ગલી કરજો કે ગોદો મારજો."

દુનિયા આમ જ ચાલે છે. ધોબી મેલાં કપડાં ધુવે છે. દરજી શીવે છે. કપડું કિનખાબનું છે કે ખાદીનું એ સવાલ જ ઊભો નથી થતો. કવિરાજ નાટક લખે છે અને લોક જુવે છે. જોતા ન હોય તો આ નાટક કંપનીના માલિકો કાંઈ દેવના દીકરા નથી તે ભલા થઈને કવિરાજના નાટક માટે પડાપડી કરે.

હાથનો મેલ ઉતારી કવિરાજ નાટક ફેંકે જાય છે. બધા રાજી છે. અને એ પણ પેલા ખૂણામાં બેસી ભૂત, વર્તમાન, અને ભવિષ્યની વાત સંભારી, હવે રાજી રાજી છે.



નાટકશાળાની જીવની કવિતા એ એનું રસોડું. કવિતાના બધા અંગોને એ પોતાનામાં સમાવે છે. અને સાથે જ છે એ જીવનના ટપલા ખાઈ નઠોર બનેલી કે કડવા અનુભવ છતાંય કોઈ અજબ મમતથી જળવાઈ રહેલી આદમિયતનું અચ્છું પ્રદર્શન.

એના ઉદ્ભવમાં એકલી રૂક્ષ જરૂરિયાત જ નહીં પણ થોડીક્ય કલ્પના જરૂર ભળી હશે. જ્ઞાતિગંગાની પંગતે સાધારણ રીતે જ, અને ઝાઝાં કારણ વિના થાય છે મારામારી. અહીંની પંગતે દઢ થાય છે એક પ્રીતિ રસાયણ. સમસુખી અને સમદુઃખી હોવાની પ્રતીતિ આ પંગત આવે છે. અને એ પંગતે આપણે કલ્પી પણ ન શકીએ એવી હૈયાહીણી આપરખવાળી અને કેવળ વ્યક્તિ ઉપર જ આંખ વાળી સમુહ તરફ બેધ્યાન બનતી માનવતા પણ નજરે ચઢે છે. વંદનાના અધિકારી અને નિર્ભર્ત્સનાને પાત્ર એવાં અજબ પાત્રો ટોળે મળે છે આ પંગતે.

સવાર થાય એટલે ચાની ઘંટી થાય છે× સહુ ભેળા થાય એટલે વાટકીને માપે સહુને ચા મળે છે. 'રેસલ' હોય તો તે પત્યા પછી નહીંતર બારના સુમારે ઘંટી બજે છે. અને સહુ થાળી વાટકા લઈ પંગતે બેસે છે. અહીં જ ત્હમારો એક ખ્યાલ ભાંગી જશે. નાટકકંપનીમાં કાંઈ કેવળ તરગાળા—ભોજક જ નથી હોતા. જાતજાતના માણસો અહીં કામ કરતાં હોય છે. આ પંગતે પડતા જુદાજુદા ચોકા પરથી જ એની કલ્પના આવી શકશે. લાંબી હાર હોય છે તરગાળાઓની. જુદા ખૂણામાં બ્રાહ્મણ વાણિયા બેઠા છે. વર્ણરચના અને પંક્તિભેદ તો હોય છે એક હાથના અંતરનાં જ. રજપૂત, કોળી, મુસલમાન, દરજી, લુહાર: આ પંગતે કોણ નથી જમતું ? પેલી કવિતામાં છે: 'ચારે વરણ ત્યાં આવી નાવ' ત્યાં 'ખાય' કરી દો એટલે નાટકનું રસોડું થઈ ગયું.

પંગતે સહુ બેઠા એટલે પીરસણ આવવા માંડે છે. શાક દાળ અને કોરી લુખી રોટલી. જેટલીનો ખપ હોય તે એક જ વારમાં લઈ લેવાની પછીથી લો તો તમારે કોરી લુખી જ ખાવી પડે. કારણ કે ઘી તો દોઢ બે પળીના હિસાબે 'રેશન' થી પીરસાય છે એ કાંઈ બીજીવાર ન મળે. પંગતની ઘણી બધી કવિતાઓનું મૂળ આ સ્નેહાળ પદાર્થ છે.

પેલા, બન્ને બાજુ બબ્બે નાના છોકરાઓ વચ્ચે બેઠેલા, મોટું માથું અને માથાના પ્રમાણમાં દુબળી કાયા ધરતા ભાઈને જોઈ લેજો. એમનો વધુ પરિચય તો કદાચ અનુક્રમાતાએ આગળ મળી રહેશે પણ અહીં એટલું જાણી લ્યો કે એ કંપનીના એક રાજાપાઠના એક્ટર છે. નામ મનસુખલાલ અને કંપનીમાં સહુ કહે

× આજે નાટકને રસોડે આ થાય છે કે નહીં તે ખબર નથી.

બોલ. આમને જરા ઘી વધારે જોઈએ છીએ એટલે એમણે વ્યાપારી કરાર કરી રાખ્યા છે, આ ચાર છોકરા સાથે. સવાર સાંજ એ જરૂર પડે તેમ આ છોકરાઓની ઘીની પળીઓ પોતાની થાળીમાં નંખાવી લે અને છોકરાઓને રોકડો એક એક પૈસો આપી દે. સીધો અને સટ વહેપાર.

આથી ઊલટું ભવાનીનું છે. ભવાની, જ્યારે જુવો ત્યારે, વિઠ્ઠલની સાથે જ હોય છે. ભવાની હવે કોમિકમાં પાઠ કરે છે. વિઠ્ઠલને હમણાં જ સટમાંથી કુંવરી પાઠ મળવા માંડયા છે. ઉમ્મરે પણ ભવાની વિઠ્ઠલ કરતાં ઘણો મોટો છે. પણ એ બેની દોસ્તી કાંઈ અજબ છે. વિઠ્ઠલ પહેલાં પહેલાં તો પેલી લાંબી કતારે—એની નાતમાં—બેસતો પણ હવે તો એ ને ભવાની બન્ને સાથે ભીંતને ટેકો દઈ અલગ જ બેસે છે.

અને એક દિવસ આખી પંગતે આંચકો અનુભવ્યો. લોક જે વાતના કાનસોરિયાં કરતા હતા, જેને માટે વિઠ્ઠલની નાના મોટા બધા મશ્કરી કરતા હતા, તેને જાણે અનુમોદન મળ્યું હોય એવું બન્યું. ભવાનીએ મહારાજને પોતાની ઘીની પળી વિઠ્ઠલને ભાણે રેડવા કહ્યું. જેમણે સાંભળ્યું એમણે બીજાને સંભળાવી ત્રીજીવાર મલકી લીધું. પાંચ જ મિનીટમાં હરેક આંખે ભવાની વિઠ્ઠલને જોઈ લીધા. ભવાની સ્વસ્થ હતો, વિઠ્ઠલ કાંપતો હતો.

પંગત ઉઠી અને સહુ થાળી વાટકી ઉટકવા મૂકવા ગયા. ત્યાં એક ખોડીલાએ× વહેતું મૂક્યું : વિઠ્ઠલ નામ ઠીક નહીં, શંકર જોઈએ. રાધાકૃષ્ણની જેમ ભવાનીશંકર પણ શોભે. બધા ખડખડાટ હસ્યા અને પાછું વળી જોવા લાગ્યા. ભવાની પોતાની અને

× નાટકશાળાઓમાં ખોડનો અર્થ થાય છે ટચાક, મજાક

વિઠ્ઠલની થાળી ઉપાડીને આવતો હતો. એંઠવાડે મળેલી મેદની ફરીથી મલકી. કોક બોલ્યું : રાધેકૃષ્ણ!

અને કદાચ એક વસ્તુની તમને ખબર નહીં હોય. આ પંગતે ગૂજરાતીઓ રોટલી પર ઘી લે છે. દક્ષિણીઓ ભાતમાં ઘી લે છે અને લાલો પહાણ દાળમાં ઘી લે છે. જીવન પરની પકડના આ જુદા પ્રાંતીય પ્રકારો તો નહીં હોય !

આ રસોડાનો રંગીલો રાજા છે કોઠારી. સરપણથી શાક સુધી એની સત્તા છે. એ રીઝે તો પછી બેવડાઈએ જાય. પછી સાગર પણ બને. એ ખીજે તો પછી સૂકી મરુ ભૂમિ જેવી પણ બની જાય. એટલે સાધારણ રીતે સહુ એને રાજી રાખવા પ્રયત્ન કરી છૂટે છે. એટલું ન બને તો ખફગી ન વહોરાય એટલી સાવચેતી તો લે છે જ.

અને એને પણ એના ખાસ પ્રીતિપાત્રો છે. એ લોક પહેલી પંગત ટાળે છે અને બીજીએ આસન જમાવે છે. અને ખાસ વાની, ચટણી કે એવું કાંક થાળીમાં ઉમેરાય છે.

દોઢ બે વાગે એંઠવાડ નીકળી જાય છે. અને રસોડું ધોવાય છે ત્યારે નાટકશાળામાં કોઈ ઠેકાણે ન હોય એવી શાન્તિ રસોડામાં હોય છે. પણ તે અડધી કલાક, કલાક જ. કોઠારી અને રસોઇઆ સવારે બચાવેલા દૂધમાંથી ચા બનાવે છે અને લપાઈ છૂપાઈને, લોકનજરથી બચીને, પ્રીતિપાત્રો ચાનો આસ્વાદ લઈ જાય છે.

સાંજ પડે છે અને ફરીથી એની એ પંગત બેસે છે. એના એ વ્યાપારી કરારો પળાય છે. એની એ મશ્કરીઓ. ખોડાની

સ્મૃતિ ફરીથી નવપલ્લવિત બને છે. અને પંગત ફરીથી આરામ કરવા લાગે છે.



નાટકની પરિભાષામાં રાજાપાઠનો એક ખાસ અર્થ છે. તે છે પેટનું પાણી પણ ન હાલે એવી રીતે દુનિયાને જોયા કરવાનો. તખત પર બેઠા બેઠા કાં તો લોકને ઘૂરકતા જોઈ રહેવા કે ન સમજાય એવી ભાષામાં કાંક બોલી જતા સાંભળવા. નાચે જોવા, અને પટાબાજીએ દેખવી.

મનસુખલાલ આ ગુણોનું મૂર્તિમંત રૂપ હતા. જીવનના ઝઘડાને એ પૂરા તાટસ્થ્યથી જોઈ શકતા. ઊંચા સાદે કરાંઝતા લોકને એ સાંભળી લેતા. પગથીએ ખેલાતા રતનબાઈના તમાશા પણ એ દેખતા અને મારામારી અને મુક્કાબાજીના ખેલ પણ એ નિરખતા.

રાજા પાઠના આ પર્યાય જેવા સ્વભાવમાં એમનો મૌલિક ઉમેરો એક જ હતો. તે આપસુખ જોવાનો. તમાશામાં કદીએ પૈસો એમણે આપ્યો નથી. નટના કોઈ વસી ગએલી અગમચેતી એમને કહી દે છે કે હવે પેલો ટોપી લઈને નીકળશે માટે ચાલી નીકળો. આ જ આપસુખની ભાવના એમને લડાઈમાં કેવળ પ્રેક્ષક જ બનવા પ્રેરે છે. પણ આટલું કીધે મનસુખલાલનો પૂરો પરિચય નહિ મળે. એમને તો એમની રીતે કામ કરતા જ આપણે જોવા જોઈએ.

નાટકની રાતે વહેલા જમી એ થોડીક લટાર મારી આવે છે. દેવમંદિર કે એવી જગાએ દર્શન કરી આવી, દર્શન આપી પણ આવે છે. દમામદાર ચાલે ચાલી આજુબાજુના ઉપર એ પોતાની

છાપ પાડી ચૂકયા છે. 'ઍક્ટર છે' એટલું એમના કાને પડે એટલે આત્મસંતોષનો મલકાટ એમને ચહેરે આવી જાય છે. 'કલાકાર બનતા નથી પણ જન્મે છે' એવું કિલષ્ટ ભાષણ એમણે સાંભળ્યું નથી છતાં ય એનો ધ્વનિ એમની હરેક ચાલમાં સભાનપણે ઊતરે છે.

દર્શનેથી આવી એ નાટકશાળાના દરવાજે આંટા મારવા માંડે છે. દરવાજે ઉતાવળા પ્રેક્ષકો, દીવાના શોખીનો, ખુમચા-વાળાઓ ભરાતા જાય છે. ટિકીટબારીએ મહેતાજી ટિકીટ ફાડતા કે કોઈ ટિકીટ કપાવે એની અપેક્ષામાં બેઠા હોય છે. મનસુખલાલ મારે છે આંટા, અને ત્યાં ઊભેલા માનવસમુદ્રનો અભ્યાસ કરે છે. કરાર ન વળતાં એ હોટલની ખુરશીએ બેસે છે. એમના ગુરૂએ કદી પણ પદરની બીડી પીવાની મનાઈ કરી છે એટલે તલપ છતાં એ સમસમી રહે છે. અને અચાનક એમની આંખમાં આલ્હાદની ચમક આવે છે અને એ ઊઠે છે.

પાનવાળાની દુકાન આસપાસ ત્રણચાર માણસો ઊભા છે. એમાંથી એકને મનસુખલાલ સવાલ પૂછે છે :

"નાટક જોવા આવ્યા છો ?"

પેલો સામું જોઈ રહી જવાબ નથી દેતો. એટલે મનસુખલાલ પોતે જ આગળ વાત ચલાવે છે.

"સરસ નાટક છે. જોવા જેવું."

ઘણે ભાગે તો પેલો માણસ મનસુખલાલના કહેવામાં કાંક ટાપસી પૂરવા જાય છે. કોકવાર આની કશી પણ અસર ન થાય તો મનસુખલાલને બીજો પેતરો અજમાવવો પડે છે.

"હું કંપનીમાં જ છું. રાજપાઠ કરૂં છું."

આની અચૂક અસર થાય છે. પેલાઓને આમાં કશી મઝા પડવા માંડે છે. અને રસપૂર્વક સવાલજવાબ થાય છે.

"શું આવે છે નાટકમાં?" એક યા બીજી રીતે આ સવાલ પૂછાય જ છે અને મનસુખલાલ પાસે એનો સરાણે ચઢાવેલી કાતર જેવો જવાબ છે.

"શું વાત કરું, મારા સાહેબ! જેનું નામ નાટક છે. ધર્મનો બોધ છે. ભણતરથી છોકરીઓ કેવી બગડી જાય છે તેનો આબેહૂબ ચિતાર છે..."

"કાંઈ કૉમિક બૉમિક છે કે નહિ?"

"અરે રાજ્જા કૉમિક વિના તે નાટક હોય? અહીં તો ફક્કડ કૉમિક છે. કંજૂસની છોકરીને એક અક્કલવાળો માણસ કેવી રીતે પરણે છે તેનું છે. આપે ચા પીધી?"

પેલાઓ એકબીજાના સામું જુવે છે. મનસુખલાલ ભોળા ભલા ભાવે મોં પર જરાકે રેખા બદલ્યા વિના અને પેલાઓના સામું જોયા વિના બોલે છે:

"પીઓ છો ને? પીશોને?"

પેલાઓમાંથી કોક લાંક હોય છે તે ના પાડી ઉઠે છે.

ક્ષોભ પામ્યા વિના કે કશોય સંકોચ અનુભવ્યા સિવાય મનસુખલાલ આગળ ચલાવે છે.

"સિગારેટ?"

પેલાના મોંમાં જીભ આવે છે.

"ના."

"પાન?"

" ના બીડી નહિ ! "

" હશે ત્યારે એક બીડી ? "

" અરે જાવ ભાઈ જાવ." પેલાઓને હવે જાકારો જ દેવો ગમે છે.

અને સ્થિતપ્રજ્ઞ મનસુખલાલ ત્યાંથી પાછા ફરે છે. પેન્ટની ઘંટીxનો વખત થયો જાણી એ દરવાજામાં દાખલ થઈ જાય છે.

રાજાપાઠના સમસુખદુઃખો સ્વભાવમાં એમણે પોતાની મૌલિકતા ઉમેરી. રજસમાં સત્ત્વ ઉમેરાયું.



ફિલસુફ થયા સિવાય પણ દુનિયાને સમજવાનો પ્રયત્ન કરી જોવો હોય તો નાટકશાળામાં જજો અને પ્રેક્ષકોને જોજો. સમાજ રચનાનું અને અર્થકરણનું આવું સુંદર અને કશીએ જાતની સંદિગ્ધતાવિનાનું ફિલસુફીભર્યું પ્રદર્શન તમને બીજે કદાચ નહિ મળે.

જીવનની ફિલસુફી બે વિરૂદ્ધ પ્રવાહમાં વહે છે. એક છે જે હોય તેમાં સંતોષ અને બીજો તેમાં અસંતોષ. નાટકના પ્રેક્ષકમાં આ લાગણી કેટલી સબળ રીતે જોવામાં આવે !

પણ ફિલસુફીના કુવા જવા દો. આપણે જીવનને જ જોઇએ. જુવો પેલા ચોથા વર્ગના પ્રેક્ષકો. આગળ બેઠેલાઓનાં માથાં ઉપર થઇને એમની નજર તો જાય છે નાટક પર—જીવન લક્ષ્ય પર. આગળ પાછળની પંચાત વિના એમણે તો સીધો દોર બાંધ્યો છે.

x નાટકની રાતે સાડાઆઠે એક ઘંટડી વાગે છે. એ વખતે હાજરી પૂરાય છે અને એક્ટરો પેન્ટ કરવા અને વેશ બદલવા માંડે છે.

એ છે ને નાટક છે. લૂંટાય એટલો આનંદ લૂંટો. ટિકીટના પૈસા વસુલ કરો. આજ મળ્યું છે. ફરી ક્યાં મળવાનું છે? આગળ કોણ બેઠા છે? બેઠા હશે હવે! આપણે તો નાટક જોયે રાખોને!

અને પેલા પતરે માથું ટેકવી બેઠેલા ત્રીજા વર્ગના પ્રેક્ષકો? એમની તો નજર જ પહેલા વર્ગની ટોપીઓ (અને હોય તો માથવટી) થી સીધી પેટીવાળાની ટોપી પર પડે છે. અવાજ ન થાય ત્યાં લગી અને ધૂન આવી જાય અને એ ઊભા ન થઈ જાય ત્યાં લગી બીજા પ્રેક્ષકો નાટકશાળામાં છે એ પણ એ નથી જાણતા. એ છે જરા આપરખા. રહે છે આપરસમાં મસ્ત.

હવે આવે છે પેલા પહેલા વર્ગવાળા. વધારે પૈસા ન હોવાનો અસંતાપ એમને રહ્યા જ કરે છે. આગળના વર્ગવાળાઓ એમની કિંમત કરી જશે એની ભ્રાંતિ એમને હરહમેશ મૂંઝવ્યા જ કરે છે. કળવિકળ આંખે એ થોડી પળ નાટક જુવે છે અને પછી તરત આગળના વર્ગમાં બેઠેલાંઓ ઉપર એ આંખો ઢળી પડે છે. શું કરે છે એ લોક? વાતો? મશ્કરી? આપણી?

બિચારા બીજા વર્ગના પ્રેક્ષકો! ઓછા પૈસા છતાંય એમનું સ્થાન એવું છે કે એક પગ રહે ઓરકેસ્ટ્રામાં તો બીજો ચોથા વર્ગમાં! આ સ્થિતિ તો ઘંટીના બે પડિયા વચ્ચે પીસાવા જેવી. નથી આવતો નાટકમાં આનંદ! ક્યાંથી આવે? પેલો ફ્રોક જોઈ જશે એની તલવાર ગળે ટીંગાતી જ હોય. ત્યાં શે મઝા આવે?

હા. અમે બેસીએ છીએ ઓરકેસ્ટ્રામાં--સ્પેશીઅલમાં. સ્ટેજ પર સારી ખુરશી નાંખીને બેસાડતા હોય તો ત્યાંય બેસીએ. પૈસા આપીને સારામાં સારી વસ્તુ લેવી એટલું જ અમે શીખ્યા છીએ.

પણ અમને બે વસ્તુ નથી ગમતી. એક તો અમે આવીએ એટલે લોક અધા અમારા સામું જો જો કરે છે. જાણે અમે સરકસના પ્રાણી! અને બીજું અમે પેલા ઘોંઘાટ કરનાર અને નકામનો વખત બગાડનાર, રસમાં ન જાણનાર કે સારમાં ન સમજનાર લોકને હાથ ઉંચા કરી એમની હઠ છોડી દેવા કહીએ છીએ ત્યારે એ નથી માનતાએ. અરે ભલાભાઇ અમે જાણીએ છીએ શું વસ્તુ સારી કે માઠી ત્હમારે માટે છે તે. અમે તો ત્હમારા ભલા માટે જ કરતા હોઇશું ને!

દુનિયાએ આ સહુ વચ્ચે ન દેખાય એવી કિલ્લેબંધી કરી છે. નાટકશાળા એક ડગલું આગળ જઈ સહુની આંખે ચઢે એવી કોરાબંધી કરે છે અને સહુને સહુના ખીસા પ્રમાણે જગામાં રાખે છે.



નાટકને તખ્તે તો એણે ઘણીએ વાર કરુણપાત્ર ભજવ્યાં હશે. પ્રેક્ષકોની આંખોને આંસુભીની કરી હશે. એ વખતે એને કલ્પના પણ નહિ હોય કે એક દિન એવો આવશે જ્યારે એ પોતે આ નાટકની દુનિયાનું કરુણમાં કરુણ પાત્ર બનશે. જ્યારે ભૂતકાળની સ્મૃતિ, તીરછાં તીરો જેમ છાતીમાં ભોંકાતી હશે; સ્મૃતિશેષ બનેલું ગૌરવ પળે પળે માથે ભૂતાવળ જેમ ભમ્યા કરતું હશે.

પણ એવી ઘડી આવી પહોંચી.

ચીમન જ્યારે કુંવરી પાઠ કરી શકે તેવો હતો ત્યારે એ જે નાટક કંપનીમાં હોય તેને માટે સોનાની લગડી જેવો હતો. એની કોમળતા, એની આર્દ્રતા, એનો કંઠ, એના ભાવ, અને પાત્ર સાથે તન્મયતા સાધવાની શક્તિ, સહુ એને પ્રેક્ષકોની પ્રથમ પસંદગી

બનાવતા. નાટક પછી નાટક એના કામ પર અને એના નામ પર જ સફળ થતાં. સહુની જીભે 'ચીમન' 'ચીમન' થઇ રહેતું. એના પર જૂલ્મ ગૂજરતો અને હજાર હજાર આંખના અણીઆળે સહાનુભૂતિનાં બબ્બે આબદાર મોતી ઝામતાં. એના ગીત આવતાં અને હજાર હજાર હૈયાંને કોઇ અનેરો રસાનુભવ થતો. એની મુશ્કરાહટ, એની ભ્રુભંગી, એની નાજ઼ેઅદા, એની ચાલ: સહુ પ્રેક્ષકોનાં અત્યંત પ્રિય હતાં.

પણ ચીમનની વય વધી. સહજતાને સ્થાને પ્રયત્નની કૃત્રિમતા આવવા લાગી. કંઠમાં પૌરુષેય આવવા માંડયું.

ચીમને આ પારખ્યું. પ્રેક્ષકો પરની પોતાની ઓછી થતી જતી અસરને જોઈ એને કાંઈ કાંઈ થઇ જતું. એમાં પોતાની નિષ્ફળતા જોઇ એ એમને રાજી કરવા પ્રયત્ન કરતો.

અને ચીમનના જીવનમાં કરુણતા ભળી. જેમ જેમ એ પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ પ્રેક્ષકો એનાથી દૂરને દૂર જવા લાગ્યા.

'ચીમનો હવે પહેલાં જેવો નથી રહ્યો. એનો અવાજ ગયો!'

'હવે તો ભાઇ ઝેર વરસે છે. એનો ગળાનો હૈડિયો અને લાંબા હાથ......'

ચીમનને કાને પણ આવું પહોંચતું. અને દુભાએલે દિલે એ પોતાના પાત્રમાં વધુ અને વધુ જાન રેડતો. પરિણામ તદ્દન અકલ્પ્ય જ આવતું. પહેલાં ચીમનના પાત્રમાં પોતાની દીકરી જોનાર પ્રેક્ષકને હવે ચીમનના પાત્રમાં બજારૂ ઓરત દેખાતી.

અને આટલું ઓછું હોય એમ એક દિવસ એક શૃંગારના ગીતમાં એનો કંઠ થરડાયો. ચાર આનામાંથી તરત જ આખા થીએટરને ભરી દેતો અવાજ આવ્યો: છોડ દે બે ચમના અબ તું

ગાના બાના છોડ દે ભાઈ! હમારે પૈસે હરામ ન કર! અને આંગળીનો શંખ વાળી વગાડી પીપૂડી!

એ આખી રાત ચીમન ચોધાર આંસુએ રોયો: પણ એને કશોય ઈલાજ ન લાધ્યો. વધતી વયને તે એ શી રીતે રોકે?

નવા નાટકના પાઠ વહેંચાયા. ચીમનને આ વખતે કુંવરી પાઠ ન મળ્યો. નવો એક છોકરો આવ્યો હતો તે એ પાઠ લઈ ગયો. ચીમનને મળ્યો રાણીનો પાઠ!

ચીમને માલિકને મળવા કોશીશ કરી. જે ઠેકાણે એનું અનેરું સ્વાગત થતું હતું, જ્યાં એનો પડ્યો બોલ ઝીલાતો હતો, ત્યાં આજ એને કડવું સત્ય સાંભળવું પડ્યું.

'ચીમન આપણે તો પબ્લીકને રીઝવવાની. એને જોઈએ એ ન આપીએ તો આપણે ગુણા ભરવા પડે ગુણા.'

થડકતે અવાજે ચીમન બોલ્યો: 'પણ સાહેબ મેં...... કંપની માટે......'

'તે અમે ક્યાં ભૂલીએ છીએ? એટલે તો તને નોકરીમાં રાખે રહીએ છીએ. નહિતર હવે અમારે તારું શું કામ છે?'

છએક મહિના થયા અને શેઠે ફરીથી ચીમનને બોલાવ્યો. આડીઅવળી વાત પછી શેઠે મુદ્દાની વાત છેડી.

'જો ચીમન આજના ખર્ચા તો તું જાણે જ છે ને? ધંધો હવે પે'લા જેવો નથી રહ્યો. આ તો શું, સો માણસની રોજી છે તે ચલાવે રાખીએ છીએ. બાકી અમારું તો દિલ નથી રહ્યું હવે. હું એમ કહેતો'તો કે હવે......,

શેઠે શું કહ્યું એ ચીમને સાંભળ્યું નથી. કોઈ એના માથે હથોડા પર હથોડા ઝીંકતું હોય એમ એને જણાતું હતું. બીજાના પગાર વધતા હતા. ચીમનનો પગાર અડધો થયો હતો.



ન જાણે કેમ પણ દુનિયાના કોઈ પણ માણસને બીજો કોઈ પણ માણસ 'તમે આમ ન કરો' એમ કહે એ ગમતું જ નથી. બીજાના ખીસ્સામાંથી કોઈ પાકીટ કાઢતું હોય અને સત્તા અને વ્યવસ્થાનો પ્રતિનિધિ એને એમ કરતાં અટકાવે એ એને નથી ગમતું. 'બીડી પીવાની સખ્ત મનાઈ છે' એવું આંધળાનેય વંચાય એવા મોટા અક્ષરે લખેલું હોવા છતાંય કોઈ બીડી સળગાવે અને પછી કોઈ જોરથી ઘાંટો પાડે 'એય બીડી બૂઝાવ' એટલે સામેથી કોઈ જવાબ વાળે 'એઠ બીડી બૂઝાવ!'

બિચારાનું નામ જ 'બીડી બૂઝાવ' પડ્યું.

વાત એમ છે કે નાટકની દુનિયામાં કેટલાક કહેવાતા દાદાઓની પણ જરૂર પડે છે. આવા લોક પ્રેક્ષકોને તોફાને ચઢતા અટકાવે છે એવી એક માન્યતા સેવાય છે. પ્રેક્ષકો હુલ્લડે ચઢી બાંકડા ખુરશીનો ભુક્કો કરી પડદા લગી આવી પહોંચે નહિ એટલા માટે આમને રોકવામાં આવે છે. સાચી વાત એમ છે કે જ્યારે પ્રેક્ષકો સાચેસાચ તોફાને ચઢે છે ત્યારે સહુથી પહેલા મોં છૂપાવનાર માણસોમાં આ 'દાદાઓ' હોય છે. ઘાંટાઘાંટ કરી, દઈ શકાય તો ગાળ દઈ કડપ બેસાડવા જેટલું જ કામ એ લોક જાણે છે.

ફાંકાબાજ અને દમામદાર દેખાવા એ ભારે પ્રયત્ન કરે છે. પણ એ તો આ જગાનું પ્રભુત્વ જ એવું છે કે દરેક આ જગાએ આવી પોતે છે એ કરતાં કોક બીજો દેખાવા યત્ન કરે. આ

બિચારો તો શી રીતે સામે પૂરે જવાનો હતો? અને ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે મવાલીનો દેખાવ કરવો એ સદ્‌ગૃહસ્થનો સ્વાંગ સજવો એ કરતાં ઘણું સહેલું છે.

એટલે આ જીવ કાંડે ચામડાનો પટો બાંધે છે. હાથમાં એડીપોલો સ્ટીક રાખે છે. બની શકે તો લુંગી, કુડતું અને વાસ્કોટ પહેરે છે. નીચલા વર્ગોના દરવાજે ઊભો રહી એ પાટલીએ પાટલીએ અને માથે માથે નજર નાખી જુવે છે. કોકને એ દાદમાં ઘાલે છે. કોકને જોઈને એ મલકે છે. વન્સમોર પડે કે ઘોંઘાટ થાય ત્યારે ઘોંઘાટનીએ ઉપર જાય એવો અવાજ એ ત્યાં ઊભો ઊભો કાઢે છે. ઘોંઘાટ શમે તો એને એ પોતાનો વિજય માને છે. અને જો 'ડોરકી'[×] તરફથી શાબાશી મળે તો તો એ પોતાની જાતને કૃતકૃત્ય માને છે.

આ સહુ જહેમતને માટે એને આમ તો થોડું જ મળે છે. પણ આ 'બીડી બૂઝાઉગીરી'ના ફાયદા ઘણા છે. અર્થશાસ્ત્રના અભ્યાસીઓ અદૃશ્ય નિકાસથી તો પરિચિત છે જ. આ 'બીડી બૂઝાઉગીરી'ને અંગે એમના ખીસ્સામાં અદૃશ્ય આયાત ઘણી થાય છે.

સહુથી પ્રથમ તો એ બહાર ટિકીટ વેચી શકે છે. એમના કાયદેસરના આ ધંધામાં કોક કોકવાર મેનેજર લગીના માણસો ગણેશિયો મારે છે. પણ આમાં મળતર છે એટલે એ કશું બોલતો નથી. પીઠ જોઈને એ નવ આનાના બે રૂપીઆ પણ ઊપજાવે છે. નવા નાટકને દિવસે અને સારા ચાલતા નાટકને દિવસે એને આ પહેલી કમાણી છે.

---

× ડોરકીપર

પણ એના એકલાના સ્વતંત્ર રોજગારની આમદાની તો છે છેલ્લા વર્ગોની 'રીઝર્વેશન'ની, જગા અનામત રાખવાની. લુંગી–ગંજીભેર એ ત્રણચાર પાટલીઓ પાસે ઊભો રહે છે. ધક્કામુક્કી કરીને અંદર ધસી આવતા પ્રેક્ષકોને એ લાકડી ઘૂમાવી પાટલીઓથી દૂર રાખે છે. અને પછી ચાલે છે સોદો. ભીડ જોઈ ચાર આનાથી આઠ આના લગીમાં આવી જગાઓ જાય છે. અને એ આનીઓ પડે છે આ બીડીબૂઝારના ખીસ્સામાં.

નાટકશાળાઓને તોફાન-પ્રિય ગમતના લડવૈયા જોઈએ છે. પ્રેક્ષકોને સારી જગા જોઈએ છે. બીડીબૂઝારને નાણું જોઈએ છે. ત્રણે મળે છે અને નાટકશાળાના છેલ્લા વર્ગોનો ઇતિહાસ રચાય છે.



નાટકની ભાષામાં એનું નામ ગૂલો છે.

બાવન પાનાના ખેલમાં તો ગુલામનું સ્થાન કાંક ઊંચું છે. અહીં આમનું સ્થાન છીણામાં છીણું છે. નાટકભરમાં એ ભાગ્યે એકાદિક પૂરી લીટી પણ બોલે છે. નાટક જો રજવાડી હોય તો એને કોકનું લશ્કર બનવાનું હોય છે. લડવાનું હોય છે અને નાયકના હાથે મરવાનું હોય છે. ધાર્મિક નાટકમાં એને દાઢી મૂછ લગાવી હિંદના કોટ્યવધિ ઋષિમુનિઓનો અવતાર લેવાનો હોય છે, અને ભગવાનને મૂંગેમૂંગા અધર્મનો નાશ કરવા અવતારલીલા ધારવા પ્રાર્થના કરવાની હોય છે. નાટક જો સામાજિક હોય તો કોક સમારંભના પ્રવેશમાં શેઠ સદ્‌ગૃહસ્થ બનવાથી માંડી, અફસર, જૂલ્મી, શાહુકારના કે વસુલાતી અધિકારીના હાથે રીબાતા, કોરડાનો માર ખાતા કિસાન લગીના સ્વાંગ એને સજવાના હોય છે. ઘણું ખરું તો નાટકમાં

એને એકાદવાર મરવાનું હોય છે જ. નાયક–નાયિકા મરતાં હોય તો વન્સમોર પડતાં જોયાં છે અને લોકલાગણીને માન આપી એમને બીજી ત્રીજીવાર મરતાં પણ જોયાં છે. આ ભલા જીવને એવી મૂંઝવણ નથી થતી. પટાબાજી થતી હોય ત્યારે નાટકની પરિભાષામાં 'એને સુક્કી ખાઈને' મરી જવાનું હોય છે. રીવોલ્વરનું રમકડું લાધ્યું છે ત્યારથી તો એનું મૃત્યુ એ આસાન બન્યું છે. કોકવાર નાટકમાં એને ઝાઝીવાર મરવું પડે છે એ જુદી વાત છે.

ઘણીવાર એ નથી જાણતો એ શા માટે મૂવો. કયા પક્ષે મરવાનું અને કયા પક્ષે લડવાથી જીતવાનું એવું નક્કી કર્યા વિના નાટક નથી ચાલતું. પણ આ ભલા જીવને બધા પક્ષ સરખા છે. મરી જાય તો એટલો હાથને બે વાર ઓછો ફેરવવાનો. એ લડે છે, મરે છે પેલા બે ટંક દાળભાત, અને જ્યારે મળે ત્યારે હાથ આવી જતા પગાર માટે. એને એ શી પંચાત કે બે મહા બળીઆ શા સારૂ બાખડે છે ? મોટા એક્ટરો સામસામા આવી શેર પર શેર લલકારતા હોય છે. પ્રેક્ષકવૃંદ તાલીઓ પર તાલીઓ વરસાવતું હોય છે, ત્યારે એ પૂરી સ્થિતપ્રજ્ઞતાથી માત્ર સાંભળી રહે છે. બહુ થાય તો હાથ પગ બદલાવે છે. આ વાદવિવાદની એને કશી નથી પડી. લાગણી અને ઉશ્કેરાટ એને ટાઢોબોળ મૂકી જાય છે. પાસે ઊભેલા એના જેવાજ સમાનધર્મી સામે જોઈ એ કોક ઉદાસીન સ્મિત કરી લે છે. જાણે પૂછતો ન હોય : શું છે આ ધાંધલ ?

ત્હમને આ સામાન્ય માનવીનું પ્રતીક નથી જણાતું ? સામાન્ય માનવીની નિરાધારી અને આ ભાલાઝાલુની નિસ્સહાયતામાં ત્હમને સામ્ય નથી જણાતું ? એમનાં જીવન અને એમનાં મૃત્યુ

બન્નેમાંય વસેલી તાબેદારી એક જ વાણે તાણે વણાએલી તમને નથી લાગતી ?



સૂરજના તાપથી ભર્યાં ભર્યાં આકાશમાંથી વીજળી પડે એવા સમાચાર હતા. શેઠ અને ડાયરેક્ટર વચ્ચે વાત થતી હતી તે કોઠારીએ સાંભળી હતી. આવડી વાત જીરવી શકે એવું કોઠારીનું પેટ જ ન હતું એટલે એણે રસોઈઆને વાત કહી હતી. રસોઈઆએ દેવજી સીનેરીવાળાને વાત કહી. દેવજી સીનેરીવાળાએ વાઘજી કેલાવાળાને કહી. કેલાવાળાએ હોટલવાળાને કહી. હોટલવાળાએ રામલાલ નાયકને દીધું અને રામલાલ નાયકે રેસલમાં જાહેર કીધું.

"લો ભાઈઓ હવે આપણી કંપનીમાં એક્ટ્રેસ આવે છે."

કેટલા ગોળ મોં આ સમાચાર સાંભળી લંબાયા અને કેટલા લાંબા મોં ગોળ થયા એ તો જાણમાં નથી. પણ સાંજના પો'ર સુધીમાં સટના છોકરાથી માંડીને સીનેરીવાળા લગીનો એ મત થયો હતો કે હવે આ કંપનીમાં અનીતિ દાખલ થવાની. આનું કારણ શું હતું તે તો કોઈ કહી શકતું નહીં. માત્ર આમ બનશે જ એમ સહુ કોઇ કહેતું.

"આ ચુનો ચોળવા આવતી હશે તે બાર બાપની વેશ્યા કેવી એ હશે !"

"એ વિના આવતી હશે આહીં ! ચકલી બનાવી દેશે ચકલી !"

"અરે કંઈ કુવાના પાણી પીવા હશે એણે."

સહુને કાંઇનું કાંઈ કહેવાનું હતું. અને દૂર દૂરના ભવિષ્યમાં

તો જે પરિણામ આવે તે ખરું પણ અત્યારે તો એ આવી જાય એવી ઉત્કંઠા સહુને હતી.

"કેવી હશે ?"

ન પૂછાતો છતાંય દિલમાં ઘૂંટાતો સવાલ એ જ હતો.

એક મન સહુથી વધુ પ્રફુલ્લ હતું. અભિનેત્રી આવે તો નાટકમાં એ નાયિકાની જ ભૂમિકા ભજવેને ? એટલે કે એ પોતાની સાથે જ કામ કરેને ?

હા, એ હતા નાયકનો જ પાઠ ભજવનાર નટ. મૂછના દોરાને મસ્તીથી આમળતા એ મલકાતા હતા. એમના મનપટ પર એમની ભૂમિકામાં આવતા શૃંગારના પ્રવેશો નાટકવાર ભજવાતા હતા. દિવાસ્વપ્નની અખંડ પરંપરાએ એમને આજકાલ અલગારી બનાવ્યા હતા.

"અલ્યા પેલો ચઢ્યો છે છાપરે હાં."

"આટલાં દા'ડા સૂતેલો જોયા પછી આ બધું એને સાચું લાગવા માંડયું છે !"

"આ બધું નહીં, પેલી આવવાની છે તે રાક્ષસી માયા !"

આમના સામું જોઈ, એમના ચેનચાળા વરતી લોક આમ વાતો કરતા. રેસલ તો રેસલને ઠેકાણે રહેતું અને આની જ લપ ચાલતી. લોકજીભ પૂરના પાણી જેમ જ્યાં ત્યાં વગર કાંઠાની બીમાં વહેતી. જેને જેમ ફાવતું તેમ બોલતું પણ સહુ એ દિવસની રાહ તો અચૂક જોતું જ્યારે એક નવું સરકસનું પ્રાણી એમની સાથે આ ખુરસીઓ ઉપર બેઠું હશે અને પાઠની લીટીઓ બોલતું હશે.

પણ કહે છે કે આ દુનિયામાં અદેખાઓનો જરાકે તોટો નથી. અહીં પણ એમ જ બન્યું. કોમિકમાં કામ કરનાર નટને ન

જાણે કેમ પણ કદી પ્રેરણા આવી અને એ પહોંચ્યા સીધા માલિક પાસે.

"કેમ કાંઈ ત્હમે ?"

"હું એમ કહેવા આવ્યો'તો સાહેબ કે—બાઈને કોમિકમાં જ પાઠ આપજો."

"—બાઈ ?"

"આપણે રાખવાના છીએને, તે એકટ્રેસ, સાહેબ."

"તે વાત ત્હમારા લગી આવી એ ગઈ ?"

"સાહેબ, દુનિયા એવડી નાની છે, એવડી નાની છે—નાળી-એરના કોચલા જેવડી."

"હા. હા. પણ કોમિકમાં કેમ ?"

"એ...તો...એતો એમ સાહેબ કે કોમિકમાં લેડી કેરેક્ટર છૂટથી ફૂલપાવર કામ કરી જાય તો સાહેબ શાલો વાગી જાય." શબ્દકોષમાં જેના અર્થ ન મળે એવા અર્થ ભરપૂર શબ્દથી એમણે વાત કહી દીધી અને શેઠ પાસેથી વિદાય લીધી.

કાનથી જીભ અને જીભથી કાન: થેકડા મારતી વાત પહોંચી નાયક પાસે.

સ્વમાન અને સ્વપ્ન સાથે ઘવાય ત્યારે માણસ નિરાધારીનો તીવ્ર ગુસ્સો અનુભવે છે. નાયક છંછેડાયલો હતો.

અને કોઈએ નહતું માન્યું એમ રેસલમાં જ સાઠમારી જામી. નવા નાટકનું કોમિક લેવાવા લાગ્યું ત્યાં કોમિક નટે સૂચના કરી કે હમણાં કોમિકનું રેસલ બંધ રાખવું.

"કાંઈ કારણ ?" ડાયરેક્ટરે પૂછ્યું.

"પછીથી કાંઈ પાઠ બદલાય કરે તો ?" મોઘમ જવાબ મળ્યો.

"પાઠ બદલાય ? શી રીતે પાઠ બદલાય ?" કશું ન સમજતાં દિગ્દર્શકે સામો સવાલ પૂછ્યો.

"તે...તે... બાઈ આવે છે તે અને...અને..." જીભ લોચા વાળતી હતી.

રેસલમાં હસાહસ થઈ રહી. ઘણાએ નાટકમાં શબ્દે શબ્દે આમણે લોકને હસાવ્યા હશે, પણ આજના જેવી અમૂંઝણ નહિ અનુભવી હોય.

"બાઈ ? હજુ આવે તો ખરાં."

"એમને કુંવરી પાઠ જ મળવા જોઈએ." નાયક ક્યારના સમસમી રહ્યા હતા તે બોલી ઊઠ્યા.

"ઓ હો હો !" દિગ્દર્શકથી પોતાનું આશ્ચર્ય ખાળી ન શકાયું.

"કેમ ત્હમારી સાથે કામ કરે માટે ?" 'કોમિક' ડંખ માર્યો.

"ના ત્યારે ત્હમારી સાથે કામ કરશે ? સિક્કલ તો જુવો !"

"એ જબાન સંભાળ."

વાત આગળ વધી. ત્હમેથી તું અને જીભથી હાથઃ ઘણીએ વાર નાટકમાં બને છે એમ દરબારગૃહ રણાંગણમાં પલટાઈ જાત. પણ લોકો વચ્ચે પડ્યા અને બન્નેને બાજુની વિંગમાં ખેંચી ગયા. સાંકળ બાંધ્યા કૂતરાં જેમ બન્ને ઘૂરક્યાં કરતાં હતાં. પણ દિગ્દર્શકે એક વાત કહી અને બન્ને ચૂપ થઈ ગયા.

"ત્હમે લોક તે માણુસના હિસાબમાં છો? આ તો હું ને શેઠ વાત કરતા હતા કે હવે પબ્લીકને એકટ્રેસ જોવી ગમે છે ને—બાઈ આપણે ત્યાં હોય તો ઠીક! ત્યાં તો ત્હમે કિલ્લા પણ ચણી બેઠા અને લશ્કર લઈને લઢી પણ બેઠા. હવે મૂર્ખા ન બનશો. કંપનીમાં કોઈ એકટ્રેસ આવવાની નથી.

કોણ હસ્યું અને કોણ રોયું એ તો ખબર નથી.



એમના જેવો પોતાના માલની અદલ કિંમત જાણનાર માણુસ હજુ લગી મળ્યો નથી. અને જે વહેપારી પોતાના માલની કિંમત જાણે તે એની યોગ્ય ઇજ્જત કરે એવો સાદી સમજનો નિયમ પણ હોય છે. છતાં એને બાજુએ મૂકી એ વહેપારી પોતાના માલ કરતાં પોતાની જ જાળવણી વધુ કરતા.

એમનો માલ હતો એમના બે પુત્રો. એમનો વહેપાર એમના ઉપર ચાલતો.

વંશપરંપરાથી મળેલા કંઠને એમણે તાલીમ આપી ઘૂંટાવરાવ્યો હતો. કુદરતી મીઠાશ અને દર્દમાં તાલીમી ખટક પણ આવી મળી હતી. બન્ને છોકરાંની સિક્કલ અને મોંછા પણ નમણી હતી. બધા સંજોગો એમને પ્રજાના લાડકા બનાવવા પૂરતા હતા.

બાવાઆદમ—ભોજકશાહી લાલ પાઘડી બહાર ડોકાતાં રાબોડી ઓડીઆં આ ઉપનામની વિરૂદ્ધ હતાં છતાં કેમ આ ઉપનામથી જ એ ઓળખાતા—આ વાત બહુ સારી રીતે જાણતા અને એટલે જ એ કદી પણ કોઈ કંપનીમાં પોતાના છોકરાંઓને નોકરીએ મૂકતા નહિ. એ પોતે નોકરીએ રહેતા. અને માલિક

અને કંપની ઉપર કૃપા કરી એ છોકરાંઓને નાટકમાં કામ કરવા દેતા. કાયદેસર રીતે પોતે નોકર હતા. નૈતિક રીતે એ હતા પેલા માલના વ્યાપારી–મૂડીનું. સદ્ધરમાં સદ્ધર પક્ષને ધીરીને વધારેમાં વધારે વ્યાજ ઉપજાવનાર શરાફ.

નાટક કંપનીવાળાઓ પણ એમને સારી રીતે ઓળખતા એટલે પોતાને હોય એટલું કામ કઢાવી લેવા આપવો પડે એટલો ભોગ એ આપતા.

પણ અહીં એમની અને વ્યાપારીની સરખામણી પૂરી થાય છે.

વ્યાપારીની જેમ એમને માલની ફિકર નહતી. 'એ તો છે ને હજાર હાથવાળો.' એમ કહી એ ટાળતા. કંપનીને રસોડે મળતી ઘીની પળીઓ પણ એમની રોટલી પર જતી. છોકરાં તો કોરી રોટલીઓ જ પામતા.

સવારસાંજ બાવાઆદમ એમના બે પુત્રોને—ખરી રીતે એમની આમદાનીને–લઈને ફરવા નીકળતા. છોકરાંઓને બહાર ઊભા રાખી હોટલમાં એક કપ ચા પીતા. ભદ્રકાળીના મંદિરમાં પોતાને હાથે પૈસો નાખતા. છોકરાંઓને ભભુત લગાડવાની છૂટ હતી.

એક દિવસ શું થયું એ તો ખબર નથી પણ એટલું જણાયું કે બે છોકરાં નહતા અને બાવાઆદમ રહી ગયા હતા.

કંપનીમાંથી બાવાઆદમને રજા મળી.

નાટકની બે ઘંટી થઈ ચૂકી છે. જેના જેના પાઠ છે તે સહુ ચુનો લાલી મોંએ લગાડી, પહેરવાનાં છે તે કપડાં પહેરી સ્ટેજના ખૂણામાં કે ડ્રેસરૂમને બાંકડે બેઠા બેઠા તડાકા મારે છે. સાડી પહેરી, અંગે કૂચા બાંધી, હાથમાં માથાની 'વિગ' રાખી બીડી ફૂંકનાર, કે

રોમન 'ટોગા' જેવા પોષાક પહેરી અર્જુન કે રામ બનનાર જરા નવા અને નવાઈભર્યા લાગે છે. પણ એ ન ભૂલતા કે એમને તો અજવાળામાં જ જોવાના છે. સરજને ય વળી અંધારાનો ક્યાં ભરૂસો રહે છે? ભલો જીવ અંધારૂં થવા આવે ત્યાં તો ચાલી નીકળે છે!

પણ આ શોધખોળ શેની થાય છે? સહુ વ્યાકુળ ચિત્તે એકમેક સ્હામું કેમ જોઈ રહે છે?

વાત એમ છે કે પહેલા જ પ્રવેશમાં આવનાર અને આખા નાટકનું મુખ્ય પાત્ર ભજવનાર સોહનનો પત્તો જ નથી લાગતો. દર્શન × ની પડખેથી કાણામાંથી જોયું હતું તો ઓડિયન્સ તો ઠીક ઠીક હતું. પણ બબ્બે ઘંટી થઈ ગઈ હતી અને હજુ સોહન દેખાતો નથી!

"ભાગ્યો?"

"અરે પડ્યો હશે કોક ગટરમાં!"

વાત માલિક સુધી પહોંચી. ભલા જીવને જબરી ભાંજગડ થઈ. એક ખ્યાલ તો આવ્યો લોકને ટિકીટના પૈસા પાછા આપી દેવાનો. પણ તરતજ સ્વમાને ડંખ માર્યો. પેલા સામા પાર્ટીઆવાળા શું કહેશે?

કાંક નિર્ણય કરી એમણે ચારે બાજુ, સોહનની જે જે અખોસો જાણીતી હતી ત્યાં ત્યાં માણસો મોકલ્યા. અને અહીં એમણે કોકને પાઠ યાદ છે કે નહિ તેની તપાસ કરવા માંડી.

× અંગ્રેજીમાં જેને પ્રોસીનીઅમ કહે છે તે, ડ્રોપ અને એની વિંગ ઝાલર.

સહુ નન્નોજ ભણતું હતું. લેવા દેવા વિનાની ઉપાધિ કોણ વહોરી લે?

અને બધાના શ્વાસ કાંઈક અચિન્ત્યની કલ્પનામાં ઊંચા હતા ત્યાં સામેથી સોહન દેખાયો. બિલકુલ સ્વસ્થ. નાટકની જ ભાષામાં કહીએ તો 'બાવાના બગીચામાં' ફરતો હોય એવો. માલિક સામે અદાથી એ ઊભો રહ્યો. જાણે કશું બન્યું જ નથી.

માલિક તો ગુસ્સાથી લાલચોળ હતા. ઓછામાં ઓછા બીજા વર્ગ લગી પહોંચે એવા અવાજે એમણે બોલવા માંડ્યું.

"આ તે નોકરી કરવાનો ઢંગ છે! સાડા નવ નવ વાગ્યા લગી હાજર નહિ! શું સમજવું આને તે?"

સોહનના તો પેટનું પાણી પણ હાલતું ન હતું. આજુબાજુ બધા જ એક્ટર, સીનેરીવાળા વિગેરે ભેળા થઈ ગયા હતા. થંડા કલેજે સોહને જવાબ દીધો.

"અત્યારે સાડાનવ યાદ આવે છે પણ મહિનાની વીસમી યાદ આવે છે કદી?"

"એટલે શું કહેવા માગો છો?" તપેલા માલિકને સોહનના સવાલે વધુ તપાવ્યા હતા.

"એટલે એ જ કે અમારે પણ પેટ પડ્યું છે. ને આ નાચી નાચીને વરસ વેચીએ છીએ તે પેટના ખાડા પૂરવા."

"તે કેટલા બાકી રહ્યા છે તે બોલી બતાવે છે?"

"જુવો શેઠ તું તાં ન કરતા. અને કેટલા બાકી છે તે જરા ચોપડો જોવરાવોને એટલે ખબર."

"પણ કહી નાખોને તે પાર આવે. આ શા વેશ માંડ્યા છે?"

"એ તો અમારો ધંધો છે શેઠ. એ ન કરીએ તો માલિકો અમને ગીરવે મૂકીને ચણા પણ ખાઈ જાય."

"જુવો હવે સો વાતની એક વાત. અત્યારે નાટક શરૂ કરાવી દો. પછી બીજી બધી વાત."

"ના શેઠ પહેલાં અહીં પૈસાનો ખુલાસો કરી દો પછી પેન્ટ કરીશ."

"એટલે ત્હમે નાટક રોકાવશો?"

"નારે ના ભલેને ખુશીથી ભજવાય ત્હમારૂં નાટક."

"તે પાઠ કોણ કરશે? ત્હમારા બાપ."

"માઝા ન મૂકતા શેઠ. હું નોકરી કરૂં છું. મારા બાપ નહિ. મારા બાપ તો ઘણાને નોકરી રાખી ચૂક્યા છે."

વાત આગળ વધતી હતી. ઓડિયન્સમાંથી પણ આ કલહના પ્રતિઘોષ રૂપે ચાચીઆરીઓ આવવા લાગી. પીઢ અને સમજુ ગણાતા ઍક્ટરો વચ્ચે પડ્યા.

"સોહન, શેઠે કહ્યું હવે પેન્ટ કરી લે." એક મુરબ્બીએ કહ્યું. "ના કાકા. આજ તો ખુલાસો થવો જ જોઈએ. છ છ મહિનાના પગાર ચઢ્યા તે ભાઈ ત્હમને પાલવે. અહીં તો લેણદારો ટૂંપો દેવા આવે છે અને બૈરી તો બાઝ્યાં લે છે."

છંછેડાઈને કે આ કામ પોતાનું નહિ માની કાકા પાછા કોચલામાં ભરાઈ ગયા.

શેઠે આખરીનામાની રીતે કહ્યું:

"પેન્ટ કરીને કામ કરો છો કે નહિ?"

"પગારનો ખુલાસો ન થાય ત્યાં લગી નહિ." ટોપી કોટ ઉતારી પોતાના ખોળામાં મૂકી, પલાંઠી વાળી સોહન બેસી ગયો.

"તો હું ટિકિટના પૈસા પાછા આપી દઉં છું."

"તમારી ઇચ્છા."

"અને આવતી કાલથી રસોડું બંધ છે."

"અમે અડધા ભૂખ્યા રહેતા તે પૂરા ભૂખ્યા રહીશું."

"આજ કદર કરશો તમે. બીજું શું કહેશો? તમારી પાસેથી બીજી આશા પણ શી રખાય?"

ઓડિયન્સમાંથી સીસોટીઓ, ચીચીઆરો અપરંપાર આવતી. માલિકે ડોરકીપરને બોલાવરાવ્યો.

"મહેતાજીને કહી દો. ટિકીટના પૈસા પાછા આપી દો. પાટીઉં ઉતારી દો."

ડોરકીપરે બેત્રણ વડીલ જેવા જણાતા એક્ટરોને સમજાવ્યા.

"સો માણસની રોટી છે. ભલા'દમી બારે અને ચારે કાંઈ સરખા ઓછા જાય છે."

અને બીજા બુઝુર્ગ શેઠને સમજાવવા દોડયા.

"અરે શેઠ આ તો તમારાં બચ્ચાં જેવાં. છોરૂં કછોરૂં થાય પણ માવતરથી કાંઈ કમાવતર થવાશે? અને પાંચે આંગળીઓ સરખી થોડી હોય છે?"

પંચાતીઆ વચ્ચે પડયા. હાસશામની અજમાયશનું પરિણામ આવતું'તું, પણ સોહનની જટ હતી.

"પહેલાં નામ પાડો. પગાર કયારે આપશો ?"

હાંમાં કરતાં રકઝકને અંતે એમ ઠર્યું કે શેઠે શનિ–રવિની આવકમાંથી પચાસ ટકા નોકરોના પગારમાં વહેંચવા.

"લે હવે તો થયોને રાજી" બુઝુર્ગ બોલ્યા.

"તે જાણે હું મ્હારા માટે જ કરતો'તો ખરુંને!"

"લે હવે પેન્ટ કર અને ડ્રેસ પહેરી લે. શીદ ઉજાગરો કરાવે છે!"

સોહન ઊઠયો. બધા વેરાયા. પ્રેક્ષકોનો કકળાટ ચાલુ હતો. તેને છાનો રાખવા સાજીન્દાએ ગત વગાડવા માંડી.

સહુ જાણતા હતા કે આ પણ હતું એક નાટક; અને એનું સહુથી સવિશેષ ભાન કોઈને પણ હોય તો તે હતા તે નાટકના બે અભિનેતા: સોહન અને માલિક.



ગામલોકે હનુમાનજીનું નામ રોકડિયા શી રીતે પાડયું હશે તે તો ખબર નથી. મહેનત છતાં કાંઈ કલ્પનાએ નથી આવતી. રોકડની આસ્થાને લીધે હશે કે પછી કોક તરત દાનનો પરચો બતાવ્યો હશે હનુમાનજીએ?

હશે. એ તો પુરાતત્ત્વવેત્તાઓનો વિષય છે. આ તો

રણછોડભાઈ ઉપરથી રોકડિયા હનુમાન યાદ આવ્યા એટલે જરા વિહાર કરી લીધો.

વાત એમ છે કે રણછોડભાઈ જેવો વ્યવહારીઓ અને વ્યવહારમાં રોકડને જ સ્થાન આપનાર માણસ હજુ લગી મળ્યો નથી. એટલે જ પીઠ પાછળ એ રણછોડભાઈ રોકડિયા કહેવાય છે એ કોઈનું જમે રાખતા નથી અને કોઈને ઉધાર આપતા નથી. ચઢેલચડ્યું લઈ લેવું અને થયેથયું ચૂકવી દેવું એવો અટલ જીવન-સિદ્ધાંત એમણે ઘડી રાખ્યો છે. એમનું બીજું અને એમને મોંયે પણ દઈ શકાય એવું નામ છે રણછોડભાઈ રોશનીઆ.

ફેકટરી શરૂ કરી ત્યારથી એમણે હમ્મેશાં રોજેરોજ સાંજના એકએ એકએ રૂપીઆ તો લીધે જ રાખ્યા છે. સાધારણ રીતે વીસેક દિવસનો પગાર કંપનીમાં અનામત રહે છે. પણ રણછોડ-ભાઈ એવી સિફત વાપરે છે કે એમની પાસે તો પગારના દિવસે કંપનીનું લેણું જ નીકળે.

અને આ જ્ઞાનથી જ રણછોડભાઈને બિચારા જીવને પગારનો દિવસ આવે એટલે બેત્રણ દિવસ પહેલાંથી કાંક નાટક ગોઠવવું પડે છે. પહેલાંપહેલ તો અચૂક પગારના દિવસે રણછોડભાઈ પર એમના બાપાનો તાર આવે. મા મરણપથારીએ હોય અને હાજર ન રહી શકે તો કાંઈ નહિ પણ પૈસા તો મોકલવા એવો આગ્રહ હોય. આવી રીતે રણછોડભાઈની માએ ઉપરાછાપરી માંદા પડવા માંડયું અને બિચારા રણછોડભાઈ અનાથ થઈ જાય એ ધાસ્તીથી માંદી છોડી દેવાનું યોગ્ય ન ધાર્યું.

એક દિવસ અચાનક આ ઘડો ફૂટી ગયો. શેઠને ખબર પડી

ગઈ કે રણછોડભાઈની મા તો એનો ધણી ગૂજરી ગયો એટલે એને મૂકીને નાતરે જતી રહી હતી.

પણ એમાં શું? એક, બે, ત્રણ, ચાર મહિના રણછોડભાઈ સીધી રીતે વર્ત્યા. પાંચમા પગારને દહાડે રણછોડભાઈને સાસરેથી પત્તું આવ્યું. રણછોડભાઈના એકના એક દીકરાને હડકાયું કૂતરું કરડ્યું છે અને તારથી પૈસા મંગાવ્યા છે. તપાસમાં સાચા સમાચાર એ નીકળ્યા કે ચાર વર્ષ પહેલાં રણછોડભાઈએ છેડા ફાડી આપી ફારગતી આપી હતી ત્યાર પછી એમણે શ્રીગોપાળની સેવાચાકરી સુખે થઈ શકે એ ખ્યાલે એ જંજાળ ફરીથી વહોરી જ ન હતી. અને એ વખતેએ એમને દીકરો ન હતો.

શેઠે બોલાવીને રણછોડભાઈને ખૂબ ધમકાવ્યા.

"છે કાંઈ ધંધા કરેલા તે આટઆટલા જૂઠાણાં તમારે આચરવાં પડે છે?"

રણછોડભાઈ ત્યારે તો જવાબ ખાઈ ગયા. અને બધાને લાગ્યું કે આ પૂંછડી તો હવે સીધી થઈ સમજવી. પણ એ લોક બિચારા! રણછોડભાઈને શું સમજે? નંદના કંદ ગોવિંદજી જાણે એ નાટકનાં વાક્યોની એમને શી ખબર પામર જીવોને!

બે ત્રણ મહિના થયા અને રણછોડભાઈ શેઠ પાસે પહોંચ્યા. આડા અવળા ગપ્પાં મારી શેઠને ખુશમિજાજમાં જોઈ રણછોડભાઈએ સોગઠી મારી.

"શેઠ સાહેબ સત્યનારાયણની કથા કરાવવાની મરજી છે."

"કેમ કાંઈ એકદમ ધર્મ પસાગે પ્રીતિ થઈ ગઈ?"

"સાહેબ વાત એમ છે કે મ્હારે થોડી માન્યતા હતી. મેં કથા માની'તી."

"તે કરો."

"પણ સાહેબ કથા કરવી તે કાંઈ સહેલ છે સાહેબ! ખરચનો સવાલ છે."

"તે પગાર મળ્યો જ છેને!" ફુંફાડો મારતા શેઠે કહ્યું.

"એ તો સાચું સાહેબ પણ એમાં તે ક્યાંથી આ ખરચો નીકળે. માટે જો મહેરબાની કરો..." કહેવાની જરૂર છે કે રણછોડલાલને એ દિવસે રૂપીઆ મળ્યા? અને એ પણ કહેવાની જરૂર છે કે કથામાં માત્ર પાશેર શીરા સિવાય એમને કશું જ ખર્ચ ન થયું? કથા કહેવરાવે તો ખર્ચ થાયને? પડીઓ તો શેઠને ધરવા કરવો પડ્યો.

એક વાર રણછોડભાઈએ એમની આ ફિલસુફી સમજાવેલી. એમાંથી ઝાઝું તો યાદ નથી રહ્યું પણ એમણે નાટકને કાચા કુંભ સાથે સરખાવેલું અને એ ક્યારે ફુટી જાય એનો જરાકે ભરૂસો નહિ એમ કહેલું. માટે ગાંઠે ચાર પૈસા હશે તે બોલશે. નાટકને ચોપડે ત્હમારા બહુ જમે હશે તો કદાચ ઈન્કમટેક્સમાં ધક્કા ખાવાપડશે પણ પૈસા તો એક પાઈએ નહિ મળે. એતો ગરજ ગાંઠે અને વિદ્યા પાઠે. સમજ્યા.

વખત જતો ગયો એમ એમની આબરૂ 'રેશનીઆ' તરીકે એવી ઝામી કે કંપનીવાળા એમને રોજના આટલા એમ દનીઉં ઠેરવી નોકરીએ રાખતા. અને એમને તો રોકડા પૈસા મળે એવી નોકરી જોઈતી'તી. ત્હમારે દિલ બહેલાવતું હોય તો ત્હમે ફાવે તે

કહોને! એમાં રણછોડભાઇને શું? એમને તો સાંજ પડેને ચાંદીના ગોળ સિક્કા ખડખડવા જોઇએ. ત્યાંલગી દિવસ નકામનો; નોકરી કરી નકામની; કંપનીએ નકામની અને શેઠ તો સાવ નકામના!



આને દીવાની દુનિયા કીધી ત્યારે એ માત્ર લોભાવનારો અને ઓસવે મીઠા લાગતો શબ્દ હતો. શબ્દચાતુર્ય સિવાય એમાંથી અર્થ નીકળી શકશે એવો ઝાઝો ખ્યાલ મનમાં ન હતો. કહી નાખો સમજી બોલી નાખેલો શબ્દ, આજે મન પાસે પોતાનું મહત્વ કબુલ કરાવે છે.

દીવાની દુનિયા!

સાચેજ એ દીવાની દુનિયા છે કારણ કે એ અંધારીઉં જગત છે. પણ એ વાત જવા દઈએ. આપણે આ દીવાની દુનિયા કેમ બની એટલું જોઈએ. કદાચ નાટકની તવારીખના એ તબક્કા પણ નીવડે.

ચાલીસની પોલસેટ બત્તીઓ! ગૂજરાતી નાટકની પ્રથમ ઉષા આ અજવાળે ઉગી હશે એવી આજે તો કલ્પના પણ દુષ્કર લાગશે. પણ એજ હતી શરૂઆતની પ્રકાશયોજના. એનું અજવાળું અને ધોતીઆમાંથી પ્રથમ જવાનિકા બનવાનું માન પામનાર 'વાંદરા વેંગણ'નો * પડદો એ આજના અને હવે પછી આવનાર

*આ નજરે જોનાર કીધેલી હકીકત છે. સાદા સફેદ કે રંગીન પડદાને બદલે કશું દૃશ્ય હોય એવો પડદો મૂકવાની પહેલી ઈચ્છાના પરિણામે જે પડદો ચીતરાયો તે તે વખતે વાંદરા વેંગણના પડદાને નામે ઓળખાયો કારણ કે એમાં એક વાંદરું વેંગણ ખાતું હતું એવું દૃશ્ય હતું.

વખતાના પ્રપિતામહ! પતરાની છાંયડીઓ બનાવી આ બત્તીઓ પાછળ મૂકાતી. પ્રતિબિંબના આ સિદ્ધાન્તની આ શોધ કોણે કરી અને કેમ થઈ એ કહેવું તો મૂશ્કેલ છે.

અને આ બત્તીઓ સાંકળાઓને શોભાવતી. પાકા બાંધેલા થીએટરો હજુ નહતાં થયાં. કાચા માંડવા બંધાતા. આ માંડવાઓમાં વારંવાર આગ લાગતી. ક્યાંથી અને શી રીતે લાગતી એ અત્યારે મહત્વની વસ્તુ નથી રહી. પણ આ ભય સદાય રહ્યા જ કરતો.

એમાંથી પાકા થીએટરની કલ્પના જન્મી હશે. એ પાકાં થીએટર બંધાવા લાગ્યા. અકસ્માત સદા જ થઈ છે આને, ઝાઝો વખત નથી થયો કાંઈ. પણ ન જાણે કેમ વખતના વહેણમાં વેગ આવી ગયો છે!

પાકા થીએટર આવ્યા ને સાથોસાથ કિટસન, કારબાઈડ અને ક્યાંક વીજળી આવી. ઇન્દ્રના સિંહાસન ઉપર કિટસન જેવી આજે બેહૂદી જણાશે. એક વાર એ જમાનાની શોભા હતી. કૃષ્ણ અને રાધાના હિંડોળા પર હજારેક કારબાઇડની નાનકડી ટીપકડી જેવી બત્તીઓ ઝગારા મારતી હોય તો આજનો માણસ એને વાહિયાત કહી દે. એક જમાનામાં એક એક પ્રવેશમાં દસ દસ હજાર કારબાઇડની બત્તીઓ બળતી અને રંગીન ચમકના કાગળો પર એનાં પ્રતિબિંબ પડતાં.

જમાનો પલટાયો. કુંવરી ફૂલ વીણતી હોય ત્યારે બગીચામાં ફૂલ કરતાં લાલચાળી લીલાપીળા વીજળીના દીવા વધારે હોય એ સમય આવ્યો. કુંવરી બિચારી આવા બગીચામાં ચટકાઇ ન જાય

એ ખ્યાલથી ત્યાં મધ્યાન્હે પણ વીજળીના દીવા બળતા. આ પળ ગઈ છે એમ કહેવાની હિંમત હજુ નથી આવી.

પણ આ દીવાઓએ શું શું જોયું હશે અને શું શું સંઘર્યું હશે? અમીટ નયને એમણે રંગભૂમિને જોયે જ રાખી છે—આશકની મુગ્ધતાથી. કયારેક, કોકવાર, જીભ નહિ ખોલો? અમારે એની જાહોજલાલીનો ઇતિહાસ નથી સાંભળવો. રાજાઓ અને એમનાં રાજ્યોમાં અમને રસ નથી. અમારે તો સાંભળવા છે માનવીના ઉરધબકારા. અમારે જોવી જીવતી જાગતી માનવતા. કોકવાર તો બોલો!



પેલું પાટીઉં જુવો છો? તમને કશાય ઢંગધડા વિનાનું, ન માથું, ન હાથ પગ એવું બેડોળ લાગે છે નહીં? પણ જાણો છો એ કયા સંસ્કારમાંથી પાર આવ્યું છે તે? શું શું વીત્યું છે એને શીરે?

એ કપડું. સહુથી પહેલાં તો એ પડદામાં વપરાયું. નવા નાટકના નવીનતર સીનમાં જ્યારે એ પહેલું પ્રેક્ષકોની નજરે ચઢયું અને પ્રેક્ષકોએ આશ્ચર્યમુગ્ધ થઈ 'આહ' એમ ઉચ્ચાર કર્યો ત્યારે એને જીવનની પહેલી અને પરમ ધન્યતા લાધી.

અને પહેલી ફત્તેહના ડંખ પણ એને ભોગવવા પડયા. એણે સામાજિક તોછડાઈ કેળવવા માંડી. કામના, ન કામના, બીજા પડદાના વીંટલા જ્યાં થપ્પીએ ખડકાતા ત્યાં એ ઊતરતું પણ નહીં. પોતાનાજ અંતરંગ મંડળમાં લટકાઈએ આતડું ચાલે અતડું રહેતું.

પછી આવ્યો એક દિવસ. એને એના સ્થાન પરથી હટાવવામાં આવ્યું અને આખા સ્ટેજપર પાથરી એનો રંગ ઉતારી લેવામાં આવ્યો. લોહીનાં આંસુ રંગવિનાના થયાં અને વહે ગયાં. પાછા થયા બીજા સંસ્કાર. સ્ફટિકના પ્રાસાદમાં વિહરનારને ગામડાની ધર્મશાળામાં ડેરો નાખવો પડયો. એને અતડું અતડું લાગતું.

અને ન જાણે કેમ પણ પછી તો બાર મહિને એનો રંગ ઉતરતો અને નવો ચઢતો. હવે તો એ પણ બેદરકારી કેળવી રહ્યું. ભવમાં ભવ કર્યા બાદ એક દિવસ એ પડદામાંથી કટ (આવા પડદામાંથી ઝાડની ઘટા કે એવું કશું બતાવવા કાપી લીધેલો ભાગ). કરવામાં આવ્યો. આછે પાતળે નભ્યે સાથે રહ્યાં હતાં તેમને પણ આજે વિખૂટાં પાડવામાં આવ્યાં. એ ટુકડે ચઢયો વસંતની પાંદડીનો, લીલો થવા મથતો ભુખરો રંગ. બીજાના ટુકડા થયા અને ચઢયા પાટીએ. અઠવાડિએ બે વાર કંતાનને ક્રુચડ એમની ખાલ ઉતરડી નાંખવામાં આવે છે. અને પાછા સંસ્કાર થાય છે: આજન્મ...

આ ટપકું એ નાટકની આખી જીંદગીનો ટંકાર અને એટલેજ લાલબત્તી છે.

બધા આવે છે, દીવાથી આકર્ષાઇને. કીર્તિનો પ્રથમ પમરાટ એમને અતિઉત્તેજિત કરી મૂકે છે. સામાજિક સાંકળીઆંથી કડી છૂટી પડી જાય છે. અને અનિવાર્ય રીતે એ દિવસ આવે છે જ્યારે એને એક પગથીઉં નીચે ઉતરવું પડે છે. અહીં પણ ઓછા ભાગ્યશાળીઓનેજ પાછળ જવા રસ્તો મળે છે. બીજાઓને તો હોય ત્યાંને ત્યાં જીવન મરણ વચ્ચે પસંદગી કરી લેવાની હોય છે. કાળ થોડો વીતે છે અને પાછું એક બે પગલાં હઠી જવાનું.

સલામતીભર્યું જ નહીં, ફરજિયાત થઈ પડે છે. આટલે આવ્યા છીએ તો હવે આટલું વધારે. ખૂડયા પર બે વાંસ કરી એ મન મનાવે છે.



એનું મૂળ નામ તો ખબર નથી પણ અહીંજ નહીં જ્યાં જ્યાં એનું નામ જાણીતું છે ત્યાં ત્યાં એ 'ભડક' ના જ નામે ઓળખાય છે. પોલિસ એને ભડકના નામે ઓળખે છે. લોક એને ભડકના નામે ઓળખે છે.

એ છે નામી એક્ટર. ગમે તેવો પાઠ ખરેખરી કુશળતાપૂર્વક એ ભજવી શકે છે. સારું ગાય છે. લોકને ગમે એવી મોંછા છે. માત્ર છે એક મોટો દુર્ગુણ. એને કોકેન ખાવાની આદત છે.

કંપનીવાળા એના પર જબરો પહેરો રાખે છે. રાંકના રતનને ઘડીભર વીલું નથી મૂકતા. અને છતાંએ એ ભાગી છૂટે છે. અને પહોંચી જાય છે કોક અડ્ડે. પડીકી પર પડીકી ચાટે રાખે છે. ત્રણ, ચાર, પાંચ. જીભ હવે સ્વાદ પારખતી નથી. વહેપારી મારવા માંડે છે નકલી કોકેન અને એ ચાટે જ રાખે છે. ખીસાનો ભાર હલકો થઈ જાય છે. હાથે ગળે હોય તે વિદાય લે છે. જીભ આળી બને છે. ઊભો થઈ ચૂના માટે એ ભીંત ચાટવા લાગે છે.

અને એની શોધમાં નીકળેલા કંપનીના માણસો ગાડીમાં ઘાલી એને લઈ જાય છે. ગાડીમાં અને થીએટર પર એની થોડી મરમ્મત પણ થાય છે. થીએટર પર એના ઉપચાર થાય છે. ભડકે આ બધું સહુને માટે તદ્દન સ્વાભાવિક બનાવી દીધું છે. પેન્ટ કરી,

ડ્રેસ પહેરાવી વિંગમાંથી લોક એને રંગમંચ ઉપર ધકેલી દે છે. ધકેલતી વખતે એના કાનમાં જોર જોરથી એ રાતના નાટકનું અને એના પાઠનું નામ બોલે છે.

અદ્ધર શ્વાસે કંપનીના માણસો ભડકના સામું જોઈ રહે છે. પ્રેક્ષકો તો એમના પ્રિય નટને તાલીઓથી વધાવે છે. કોક ચાંટો પાડીને પૂછે પણ છે: ભડક આજ ચાટી છે કે?

અને કેવળ નાટક અને પોતાની ભૂમિકા જ હોય એમ ભડક અનેરી અદાથી પાઠ ભજવી જાય છે. લોકનો જીવ હેઠો બેસે છે. પ્રેક્ષકોનાં નાણાં વસુલ થાય છે.



આવા જ બીજા નટની વાત છે. એ હતું દારૂનું પીપ. શહેરની ગટર સાથેનું એનું સખ્ય જો કદાચ આવો ઇતિહાસ લખાતો હોય તો ઐતિહાસિક બને એવું હતું.

જ્યારે જુઓ ત્યારે લાલઘૂમ પડ્દે કળવિકળ ફરતા ડોળા. અને પગ તો કદી એક પળને માટે પણ ધરતીએ બન્ને સાથે મંડાઈને રહેતા નહિ. કોકે એક કવિતા સાંભળી હતી તે આ વખતે બોલી ઉઠતો: ટગમગ પગ ટકતો નથી...

અને એમનો કેવળ પરદેશી દારૂ પીવા માટે જ આગ્રહ નથી. ખીસામાં જાન ન પહોંચતો હોય ત્યારે એ દેશી મહુડો પણ પીએ. વળી આપણો સાત્ત્વિક આસવ પણ પીએ.

પણ જ્યારે એ શરાબની ખરી રંગતમાં હોય ત્યારે જ શરાબ છોડી દેવાની પ્રતિજ્ઞા કરે. પોતાની જાતને દઈ શકાય એટલી

ગાળો દઈ એ હવેથી ટીપું પડછાયે પણ નહિ લે એમ એ પ્રતિજ્ઞાપૂર્વક કહે.

એમની રંગત પણ ક્યારેક તો અભ્યાસ કરવા જેવી હોય છે. શરૂમાં તો એને કશું નથી થતું. જ્યાં સહેજ ચમક આવવા માંડે એટલે એ હાથપગ ઉછાળે છે. ગાળો બોલવાનું શરૂ કરે છે. સાથેવાળા પકડીને એના મોંમાં થોડાક ઘૂંટડા દબાવી દે છે. અને એ માંડે છે રોવા. પોતાની જાતને ગાળો દેતો દેતો એ પોતા પર વરસતા કોક અન્યાયનું અતિરંજન વર્ણન કહેવા માંડે છે. રીઢો થઈ ગએલો કોઈ શરાબી ચાંટો પાડે છે એટલે ચૂપ થઈ, કપડાં ઠીકઠાક કરી પૈસા પતવી એ બહાર નીકળી પડે છે.

દીવા એનાથી ખમાતા નથી. અને અંધારે કશું સૂઝતું નથી. અથડાતા કૂટાતા એ લંબાવે છે. પગથીને ખોળે એકવાર 'હરગંગે' કરી ખાબકુંડીમાં ધુબકો પણ દીધેલો.

પણ આએ જ્યાં મોંએ કોકે ભૂંસેલા રોગાન સાથે પ્રેક્ષકો સમક્ષ આવતો ત્યારે કેવળ પોતાના પાત્રમાં અને નાટકમાં જ મગ્ન બની જતો. પોતાની બધી શક્તિ રેડી પ્રવેશ ભજવી એ વિંગમાં આવે ત્યારે એના ચહેરા પરથી જ એ યાતનાના કેવા જંતરડામાંથી નીસર્યો હશે એ જણાઇ જતું. કશું અકથ્ય એના જીવને વલોવી દેતું હતું. કોઇ નથી જાણતું: શી શાતા પામવા એ શરાબી બન્યો? કયાં દુઃખ ભૂલવા એને આ રસ્તો લીધો?

પ્રેક્ષકોનો એ લાડીલો છે. એના હાવભાવે એ સહુ હસે રડે છે. માત્ર નથી જાણતા એને. પણ એ પોતે ય જાણે છે?



અંગ્રેજીની કહેવત છે : ભીંતને કાન હોય છે. છાનુંછપનું બનું કરવા ઇચ્છનારાઓ માટે આ ગ્રહણ કરવા યોગ્ય શિખામણ છે. અહીં તો માગણી બીજી જ કરવાની છે. ભીંતોને કાન ભલે હો; પણ એને જીભ હોત તો ?

તો એ શું શું બોલત ?

અડધા સૈકાના જીવનમાં નાટકઘરની આ ચાર દીવાલોએ શું શું જોયું હશે ? શું શું અનુભવ્યું હશે ? માનવ સ્વભાવના કયા અને કેવા ખૂણા એણે નિહાળ્યા હશે ? સંતોષ અને તૃપ્તિના કયા કયા સાધનોની શોધ અને સર્જનના એ મૂંગા સાહેદી હશે ?
પચાસ પચાસ વર્ષ ! નાટક અને નાટકની દુનિયાને બહારની દુનિયાથી અલગ કરી દેતી આ ચાર દીવાલોએ ન જાણે કેમ પણ એમાં જ એમની કૃતાર્થતા માની છે. શું ઢાંકો છો ત્હમે ? કે આપણ ત્હમારી એક ઉત્સુકતા વધારવાની અને અમારી જાતને મૂર્ખ બનાવવાની નવી લીલા છે ? એકવાર દિલખોલીને કહો.

કે ત્હમને ય કહેતાં શરમ આવે છે ? લોકરંજનની અતિ સાંકડી કેડીએ ચાલતાં ઊંડી ઊંડી ખીણોમાં ઉતરી ગએલી નટઘરની માનવતાને યાદ કરતાં ત્હમને શરમ આવે છે ? પણ ખાત્રી જોઇએ તો સ્વીકારી લેજો. અહીં નથી રોષ કે નથી રહેમ.

પચાસ પચાસ વર્ષ ! નટઘરમાંના એકવારના વાસીઓ જાય છે. નાનકડી વસ્તુ પાસે વિશાળ કાયા ધરાવરાવી પછી પાછી એને વામણી બનાવવાની ફિલ્સુફીને લગભગ અડતી કલા એમને સુસાધ્ય હોય છે. અને ત્યાં તો તરત આવી પહોંચે છે બીજી

નટમંડળી: એની એજ કલામાં પલોટાયલી આવ જા; સ્થિતિ અને હલચલ; આ દરવાજે એ ચાલુ જ હોય છે.

કહે છે માણસ હરસ્થિતિમાં બાળક જ રહે. બદલાય છે માત્ર એનાં રમકડાં. આ દિવાલોને પણ આવું જ કોઇ ચિરંતન શૈશવ મળ્યું હશે !



કેટલાય યુગના કચરા ત્યાં ખડકાશે એવી અગમચેતીથી નાટકઘરમાં ભોંયરાં હોય છે. સારી નરસી, કામની નકામની, દરેક ચીજના અહીં ડુંગરા થાય છે. ધૂળ, કરોળીઆનાં જાળાં, બાવાં, સહુને આનંદથી વિના હરકતે, કશી રોકટોક વિના, રહેવાની જગા પણ ભોંયરૂં હોય છે. ગૂસ્સાને આનંદોર્મિને અને તલસાટને સંતોષવાના સાધનરૂપે ભોંયરાની ભીંતે અવનવી ચિત્રમાળા રંગાએલી હોય છે. અમર કરી જવાની આશામાં ઘણાએ પોતાનાં આવડયાં એવાં નામ લખ્યા હોય છે.

આ કરતાં પણ ભોંયરાનું અસ્તિત્વ તો ઐતિહાસિક દષ્ટિએ વધુ અગત્યનું છે. ભોંયરૂં એ સાચી રીતે તો વિશાળ દષ્ટિથી નાટકઘરના હર પલે રચાતા ઇતિહાસના અંકોડા સાચવતું પુરાતત્ત્વ મંદિર છે. એક કાળમાં જેણે રસવૃત્તિને પોતાની પકડમાં રાખતી ઝીણી મોટી સેંકડો વસ્તુઓ આજ એ પકડ અર્થ વિનાની બની જતાં પૃથ્વીને આ પેટાળે પછડાઇ પડી છે. કંઈ કંઈ કંપનીએ કાંઇ ભૂલમાં, કાંક ખોડથી, કાંક ઉપેક્ષાથી, જતાં જતાં તજી દીધેલી નાટકની ઘટમાળના મણકા પણ અહીં સંઘરાયા હોય છે.

અને એથી એ વિશેષ આદરનો પાત્ર છે એ સહુનો સમભાવ. સીતાસ્વયંવર માટેનું શિવધનુષ્ય અને ખાટકીનું ઢીમચું; સર્વદમનનો

સિંહ અને તૂટતા કિલ્લાની લાલ લાલ ઈંટો; સહુ પૂરા દોસ્તભાવે અહીં રહે છે.



પેલી ચાર દીવાલની બહારની દુનિયામાં કોઈને સંતોષ નથી તો આ નાનકડી, હમ્મેશાં લાગણી અને સંવેદનાના શિખરે જ વિરાજતી માનવતાને ય સંતોષ કેમ હોય ? અને ત્હમારા જ ફિલસુફો એમ નથી કહેતા કે સ્વર્ગીય અસંતોષ એ જ પ્રગતિનું મૂળ છે ? એ તો ઠીક છે કે એમને સ્વર્ગમાં જવાની રજા નથી મળતી; નહીં તો સાચી રીતે આપણને સ્વર્ગીય અસંતોષનું પ્રદર્શન જોવા મળત.

પણ એમને એમનાં પોથાં થોથાં, સભાવ્યાખ્યાન, મહાકાવ્યો અને મહાનવલોમાં માણવા દો. આપણે જુવો પેલા ખૂણામાં માથે હાથ દઈને બેઠા છે તેમને. એક વખતના એ કુશલ મિસ્ત્રી હતા. લાકડાના નાના નાના ઘાટમાં જીવ મૂકી શકતા. શોખ એમને ખેંચી લાવ્યો નાટકશાળામાં દેવદારની ચીપો જોડે ભાઈબંદી કરવા. અને અહીં પણ એમની કુનેહ અને કારીગરી ઝબકી ઊઠી. પટ અને દશ્યોમાં નવી જાતની સુંદરતા અને ચબરાકપણું આવ્યું. નવા ઘાટ, નવું દષ્ટિકોણ અને આંજી દેતી નવીનતા આવી. સુરીલા નટ, મજાકિયલ વિદૂષક, સિદ્ધહસ્ત લેખક, અદ્‌ભુત ચિત્રકારની સાથે લોકજીભે મિસ્ત્રીનું પણ નામ રહ્યું.

અને એ નામે મિસ્ત્રીનું માનસ પણ ફેરવી દીધું. આજથી ગર્વ સાથે ભારઝલી અહંતા આવી.

“ આ તો બધો મ્હારા હાથનો મેલ છે. ,’ ખીજ્યા હોય ત્યારે એ બોલતા હતા.

આવડતના અજીરણે એમને ખુરશીમાં બેસી હુકમ કરતા કરી દીધા. અને એથીએ આગળ વધીને એમના મનમાં એક ભૂત ભરાયું, નાટક કંપની કાઢવાનું.

રાત દિવસ આ ખ્યાલ એમનાં ઊંઘ આરામ હરામ કરી દેતો હતો. અને કેટલાક ઉઘાડી આંખે ફરતા માણસોને આ દેખાઈ ગયું.

"આ શું મિસ્ત્રી! જીંદગી આખી નોકરી કર્યા કરવી? સવાર સાંજ સિંગલ ઊંચે ડબલ સરકાવ × કર્યા કરવું? આ મહેનત આપણે કરીએ ને તાગડધિન્ના બીજા કરે? એ ક્યાંનો ન્યાય?"

"હા. હા. બસ બધા કામદારોએ જ ભેગા થઈને કંપની ચલાવવી જોઈએ. 'સીન્ડીકેટ' કરવી જોઈએ."

મિસ્ત્રીના મનમાં આ વાતનાં મૂળ ઊંડાં જવા લાગ્યાં. અને સાથોસાથ જ કામમાં બેદરકારી આવતી ગઈ. અને આવા કિસ્સાઓમાં બને છે એમ ઝઘડીને એ નોકરીમાંથી છૂટા થયા. સાચી રીતે તો પેલા સ્વર્ગીય અસંતોષે એમને નોકરીને માટે ન કામના કરી મૂક્યા હતા.

હવે એમની આજુબાજુ ટોળું જામવા લાગ્યું. મિસ્ત્રીને મન લોક એમની કદર કરતા હતા. લોકને મન મિસ્ત્રી નવો

---

× પડદા ખેંચવાની ગરગડીઓ-કપ્પીઓ બે જાતની હોય છે. એકમાં એક જ દોર પસાર થઈ શકે એવી સગવડ હોય છે તે સિંગલ કહેવાય છે. બે દોર સાથે જઈ શકે તે ડબલ કહેવાય છે. નાટકને દિવસે ઝાલરો ફિટ કરવામાં આવે છે ત્યારે બન્ને છેડા સમાન અંતરે રહે તે માટે સૂચનાઓ અપાય છે.

શિકાર હતા. ફુલ હતા. અને ફૂલ હતા માટે ચીરાવાને લાયક હતા.

હજાર પંદરસોની રોકડના સહારે મિસ્ત્રીની કંપનીનું પાટીઉં ચઢ્યું અને રસોડું ચાલુ થયું. સાચી રીતે તો એ મિસ્ત્રીએ ખોલેલું સદાવ્રત બન્યું. થાળી લઈને બેસી જાઓ એટલે કોઈ પૂછે કે ગાછે તમે કોણ છો તે!

ભયંકર અવ્યવસ્થા સાથે મિસ્ત્રીના ખીસાં તરફ જ નજર નાખતા પાસવાનો મળ્યા. એક્ટર લાવવાને નામે, નાટક લખાવવાને હિસાબે, થીએટરનું નક્કી કરવાને બહાને, વસ્તુઓના નિમિત્તે મિસ્ત્રીના ખીસામાંથી પૈસા જતા.

કશી જ વાતના ઠેકાણા પહેલાં જ પાંચેક હજારનું પાણી થઈ ચૂક્યું. બિલવાળાની ઊઘરાણીએ મિસ્ત્રીને થોડોક વિચાર તો કરાવ્યો પણ એમને તો ધંધો રોજની છપ્પન પેટીઓ ભરીને ધન આપે એવો દેખાતો હતો. મિસ્ત્રીએ આજુબાજુ નજર કરી બૈરીના ઘરેણાં કાઢવા માંડયાં.

ચકોર કાગડાઓને આની પણ ગંધ આવી, એમને મન આ દલાલી એ કમાણીનું નવું સાધન હતું. બૈરીએ આજુબાજુ કરુણ નજર નાખી. કોઈ આને વારે એવું હતું જ નહીં. એક દિવસ એણે દાગીના આપવાની ના પાડી. મિસ્ત્રીનો મિજાજ ફાટી નીકળ્યો. આના જ પ્રતાપે અત્યારલગી ઠેકાણું નથી પડતું એવી એમની માન્યતા થઇ. મારઝૂડ કરી, દાગીનો લઈ મિસ્ત્રી બહાર પડયા.

આખરે માંડ મહેનતે, માગી ભીખીને, નાટક પડયું. અને

વટોળમાં તણખલું ઊડી જાય એમ ઊડી ગયું. ઊઘરાણીવાળાની ઑફિસમાં કામદારોના પગારની બૂમ પણ ઉમેરાઈ. થીએટરવાળો તો નાઇટના પૈસા પહેલા આપો તો જ થીએટર મળે એમ કહેતો હતો.

મૂંઝવણમાંથી છૂટવા મિસ્ત્રીએ ખાનગી રીતે ઘર ગીરે મૂક્યું. કોથળી છોડામણ જેવી વિધિઓમાંથી ચળાતાં ચળાતાં ચાર હજારમાંથી ત્રણ હજાર હાથમાં આવ્યા. અને આવ્યા એવા ગયા.

માગનારાઓ તો હવે ટાંચો લાવતા હતા. કોકે મિસ્ત્રીને કાચી જેલમાં બેસાડવાનું કર્યું. આરોપ એ હતો કે દાગીનાની બાબતમાં ઠગાઈ કરી હતી.

મિસ્ત્રી તો મૂઢ મતિ બની ગયા હતા. આમાંનું કશું ય એમને સમજાતું ન હતું. પહેલા જ્યાં બધા દોસ્ત લાગતા ત્યાં હવે એકેએક—અંગનાં કપડાં અને માથાના વાળ સુદ્ધાં—દુશ્મન લાગતા. અલગારી જીવને આ બધું મૂંઝવી દેતું. ઘરને ખૂણે છાનામાના એ રોઈ લેતા.

બધું ગયું. બૈરીના દાગીના, ઘર, રોકડ અને છેલ્લે જાત. બહાવરા બહાવરા મિસ્ત્રી ભમે છે. હજુ ય કંપની કર્યાના શોખના ડંખ જેમ રડ્યા ખડ્યા અને સમભાવી માગનારાઓ ઘરને ભેટી જાય છે. મિસ્ત્રી વાયદા કરે છે. ચીડીઆં કાઢે છે. દાક ચવા પ્રયત્ન કરે છે.

બૈરી બિચારી ઘર ચલાવે છે. ઘરનું ભાડું, અને ખર્ચ ક્યાંથી ચાલે છે એ કેવળ એ અને એનું મન જ જાણે છે.

હજુ ય કોક કોક વાર મિસ્ત્રી એ દીવાઓ પાસેથી નીકળે છે. કોક ખોડીલાએ કરેલી મસ્કરી એમના મનમાં ગુંજી જાય છે.

"મિસ્ત્રીએ કરી કંપની, રાખ્યા જગમાલ ને નરસી
રહી ગયા કરમમાં, વાંહલો, આરી અને ફરસી."



અને નાટક પૂરું થાય છે. આવતી વખતે હમારા આવકાર માટે બળતા સો પચાસ દીવાઓમાંથી ભાગ્યે જ એકાદેક, કોક ગટરનું ઢાંકણું કે ખાળકુંડીનો ખાડો બતાવવા બળે છે. પાંચ છ કલાક પછી પરદેશના પાન્થો ચયનિતલે પગ મૂકે છે. અને લોકજીભ વહે છે.

'ઠીક હતું.'

'હવે રાખ. પૈસા છૂટી પડ્યા.'

'તેં વન્સમોર દીધા દીધી વસુલ તો કર્યા?'

'શું કરે ત્યારે?'

'ના પણ કૉમિક સારું હતું. પેલા બોદિયાની તો હદ લાવ્યા.'

બહાર હોટલોમાં 'ત્રીજા આંકની ચા' વેચાય છે. ગાડીવાળાઓ, થઈ શકે એવા ભાડૂતોને બૂમો મારે છે. લોક આગળપાછળનો હિસાબ ગણતાં ઘેર જાય છે. ખુદાબક્ષો વિજયની મસ્તીમાં ઘેર જાય છે.

રંગના લપેડા ધોવાય છે. દીવા બૂઝાય છે. બગાસા ઊંઘની ઉઘરાણી કરે છે. લોકની રાત અને નાટકનો દાંડો પતે છે.



जनपथ



ટૂંક સમયમાં
અમદાવાદની
એક અગત્યની
જરૂરિયાત
પૂરી પાડવા
ઊપડે છે.



પહેલા વર્ષનાં

ઝોલકી અને ન

ઝ ણુ કિ યાં

—શ્રી [illegible] શાહ

રાત પડતી હતી

—શ્રી નિરુ દેસાઇ

વ ળા મ ણાં

—શ્રી પન્નાલાલ પટેલ

પગદીવાની પછીતેથી

—શ્રી જયન્તિ દલાલ

અ ને હ વે

ચ ર ણ ર જ

—શ્રી નિરુ દેસાઇ

